# સૂરઃ યૂસુફ

**ઊતરાણકાળ અને તેનું કારણ :-**

આ સૂરઃના વિષય ઉપરથી સમજાય છે કે આ પણ મક્કામાં રોકાણના જમાનાના અંતિમ તબક્કામાં ઊતરેલી સૂરઃ હશે કે જયારે કૂરૈશના લોકો આ સમસ્યા ઉપર વિચાર કરી રહ્યા હતાં કે નબી સ.અ.વ.ની હત્યા કરી નાખે કે પછી દેશનિકાલ કરી દે અથવા કેદ કરી દે. એ જમાનામાં મક્કાના કેટલાક કાફિરોએ (લગભગ યહૂદીઓની ચઢવણીથી) નબી સ.અ.વ.ની કસોટી કરવા માટે આપને પ્રશ્ન પૂછયો કે બનીઈસ્રાઈલના મિસ્ર જવા પાછળ શું કારણ હતું. અરબસ્તાનના લોકો કેમકે આનાથી અજાણ હતાં, તેમને ત્યાંની રિવાયતોમાં કયાંય પણ આ વાત જોવા મળતી ન હતી, અને નબી સ.અ.વ.ના પોતાના મુખેથી પણ આના વિષે અગાઉ કયારેય કોઈ ઉલ્લેખ સાંભળવામાં આવ્યો ન હતો, એટલા માટે તેમને અપેક્ષા હતી કે આપ કાં તો તેનો વિગતવાર જવાબ આપી નહીં શકે અથવા આ વખતે જવાબ આપવાનું ટાળીને પાછળથી કોઈ યહૂદીને પૂછવાનો પ્રયાસ કરશે, અને આવી રીતે આપનો ભ્રમ ખુલ્લો પડી જશે. પરંતુ આ કસોટીમાં તેમણે ઊલટાની હાર ખાવી પડી. અલ્લાહતઆલાએ તરત જ એ જ સમયે યૂસુફ અ.સ.નો સંપૂર્ણ કિસ્સો આપના મુખે વહેતો કરી દીધો એટલું જ નહીં બલકે આ કિસ્સાને કુરૈશના વ્યવહાર ઉપર લાગુ પણ કરી દીધો જે તેઓ યૂસુફના ભાઈઓની જેમ નબી સ.અ.વ.ની સાથે કરી રહ્યા હતાં.

**ઊતરાણનાં ઉદ્દેશ્યોઃ-**

આ કિસ્સો બે મહત્ત્વના ઉદ્દેશ્યો માટે ઊતારવામાં આવ્યો હતોઃ

એક આ કે મુહમ્મદ સ.અ.વ.ની પયગમ્બરીનો પુરાવો અને તે પણ વિરોધીઓ દ્વારા માગવામાં આવેલ પુરાવો પુરો પાડવામાં આવે, અને તેમણે પોતે નક્કી કરેલી કસોટીમાં આ પુરવાર કરી દેવામાં આવે કે નબી સ.અ.વ.સાંભળેલી વાતો કહેતાં નથી બલકે વાસ્તવમાં તેમને વહી દ્વારા જ્ઞાન પ્રાપ્ત થાય છે. આ હેતુને ત્રીજી અને સાતમી આયતમાં પણ સ્પષ્ટ કરી દેવામાં આવ્યો છે તેમજ આયતો ૧૦૨ અને ૧૦૩ માં પણ વિગતવાર રીતે આની સ્પષ્ટતા કરવામાં આવી છે.

બીજો આ કે કુરૈશના આગેવાનો તથા મુહમ્મદ સ.અ.વ. વચ્ચે જે મામલો ચાલી રહ્યો હતો તેની ઉપર યૂસુફના ભાઈઓ તથા યૂસુફ અ.સ.ના કિસ્સાને લાગુ કરીને કુરૈશના લોકોને જણાવવામાં આવે કે આજે તમે તમારા ભાઈની સાથે એ જ વ્યવહાર કરી રહ્યાં છો જે યૂસુફના ભાઈઓએ તેમની સાથે કર્યો હતો. પરંતુ જેવી રીતે એ લોકો ખુદાની મરજીની સામે લડવામાં સફળ થયા નહીં અને છેવટે એ જ ભાઈના પગમાં પડવું પડયું જેને તેમણે એક વખતે અત્યંત નિર્દયતાપૂર્વક કૂવામાં ફેંકી દીધો હતો, આવી જ રીતે તમારું આ શકિત-પ્રદર્શન પણ ખુદાઈ ચાલની સામે સફળ થઈ શકશે નહીં અને એક દિવસે તમારે પણ તમારા આ જ ભાઈ પાસે દયાની ભીખ માગવી પડશે જેને આજે તમે ખતમ કરી દેવા માટે પાછળ પડેલાં છો. આ હેતુ પણ સૂરઃના આરંભમાં સ્પષ્ટપણે જણાવી દેવામાં આવ્યો છે એટલા માટે આયતમાં કહેવામાં આવ્યું કે لَقَدْ كَانَ فِيْ يُوْسُفَ وَاِخْوَتِهٖٓ اٰيٰتٌ لِّلسَّآئِلِيْنَ ''યૂસુફ અને તેના ભાઈઓના કિસ્સામાં પૂછનારાઓ માટે મોટી નિશાનીઓ છે.''

હકીકતમાં યૂસુફ અ.સ.ના કિસ્સાને મુહમ્મદ સ.અ.વ. અને કુરૈશના કિસ્સા ઉપર લાગુ કરીને

કુર્આનેમજીદે જાણે કે એક સ્પષ્ટ આગાહી કરી દીધી હતી જેને આગામી દસ વર્ષની ઘટનાઓએ અક્ષરશઃ સાબિત કરીને દેખાડી. આ સૂરઃ ના ઊતરાણને દોઢ-બે વર્ષ જ પસાર થયાં હશે ત્યાં કુરૈશના લોકોએ યૂસુફના ભાઈઓની જેમ મુહમ્મદ સ.અ.વ.ની હત્યાનું કાવતરું ઘડયું અને તેમને લાચાર થઈ જીવ બચાવવા માટે મક્કામાંથી નીકળવું પડયું. પછી તેમની અપેક્ષાઓની સાવ વિરૂદ્ધ આપને પણ દેશનિકાલની હાલતમાં પણ એવી જ ઉન્નતિ અને સત્તા મળી જેવી રીતે યૂસુફ અ.સ.ને મળી હતી. ત્યાર પછી મક્કાવિજય સમયે બરાબર એવું જ બન્યું જે મિસ્રના પાટનગરમાં યૂસુફ અ.સ.ની સામે તેમના ભાઈઓની છેલ્લી હાજરી વખતે બન્યું હતું. ત્યાં જયારે યૂસુફના ભાઈઓ અત્યંત આજીજી અને લાચારીની હાલતમાં તેમની સામે હાથ ફેલાવીને ઊભા હતાં અને કહી રહ્યા હતાં કે تَصَدَّقْ عَلَيْنَا إِنَّ اللّٰهَ يَجْزِى الْمُتَصَدِّقِيْنَ ''અમને દાન આપો, અલ્લાહ દાન કરનારઓને બદલો આપે છે.'' ત્યારે યૂસુફ અ.સ.એ બદલો લેવાની તાકાત ધરાવતા હોવા છતાં તેમને ક્ષમા આપી દીધી અને કહ્યું કે لَا تَثْرِيْبَ عَلَيْكُمُ الْيَوْمَ، يَغْفِرُ اللّٰهُ لَكُمْ وَهُوَ اَرْحَمُ الرَّاحِمِيْنَ ''આજે તમારી ઉપર કોઈ પકડ નથી, અલ્લાહ તમને માફ કરે, તે સૌથી મોટો દયા કરનાર છે.'' આવી રીતે અહીં જયારે મુહમ્મદ સ.અ.વ.ની સામે પરાજિત થયેલા કુરૈશીઓ નજરો નીચી કરીને ઊભા હતાં અને નબી સ.અ.વ.તેમના એકએક અત્યાચારનો બદલો લેવા માટે સક્ષમ હતાં ત્યારે આપે તેમને પૂછયું ''તમે શું માનો છો કે હું તમારી સાથે કેવો વ્યવહાર કરીશ?'' તેમણે કહયું કે اخ كريمٌ وابن اخ كريم ''આપ એક ખૂબ જ ઉદાર ભાઈ છો, અને એક ખૂબ જ ઉદાર ભાઈના પુત્ર છો.'' આ સાંભળીને આપે કહ્યું فانى اقول لكم كما قال يوسف لاخوته لا تثريب عليكم اليوم، اذهبوا فانتم الطلقاء ''હું તમને એ જ જવાબ આપું છું જે યૂસુફે તેના ભાઈઓને આપ્યો હતો કે આજે તમારી ઉપર કોઈ પકડ નથી, જાઓ તમને માફ કર્યા.''

**ચર્ચાના વિષયો અને પ્રશ્નોઃ-**

આ બન્ને પાસાં આ સૂરઃમાં ઉદ્દેશ્યની હેસિયત ધરાવે છે પરંતુ આ કિસ્સાને પણ કુર્આનેમજીદ માત્ર કથાપાઠ અને ઈતિહાસની જાણકારીની રૂપમાં રજૂ કરતું નથી બલકે પોતાના નિયમ મુજબ તે આને પોતાના મૂળ સંદેશને ફેલાવવા માટે ઉપયોગ કરે છે.

તે આ સમગ્ર કિસ્સામાં આ વાત સ્પષ્ટ કરીને દેખાડે છે કે હઝરત ઈબ્રાહીમ અ.સ., હઝરત ઈસ્હાક અ.સ., હઝરત યાકૂબ અ.સ. અને હઝરત યૂસુફ અ.સ.નો દીન એ જ હતો જે મુહમ્મદ સ.અ.વ.નો છે અને જે સંદેશ તેઓ આપતા હતાં તે જ સંદેશ આજે મુહમ્મદ સ.અ.વ. આપી રહ્યાં છે.

પછી, તેઓ એક તરફ હઝરત યાકૂબ અ.સ. અને હઝરત યૂસુફ અ.સ.ના ચારિત્ર્યો અને બીજી તરફ યૂસુફ અ.સ.ના ભાઈઓ, વેપારીઓનો કાફલો, મિસ્રનો અમલદાર, તેની પત્ની, મિસ કુલની સ્ત્રીઓ અને મિસ્રના અધિકારીઓના ચારિત્ર્યોને એકબીજાની સામે રાખી દે છે અને ફકત પોતાની વર્ણનશૈલી દ્વારા શ્રોતાઓ અને દર્શકોની સામે આ મુક પ્રશ્ન મુકી કરી દે છે કે જુઓ, એક નમૂનાના ચારિત્ર્યો તો એ છે જે ઈસ્લામ, એટલે કે ખુદાની બંદગી તથા આખિરતના હિસાબકિતાબ ઉપર વિશ્વાસ દ્વારા જન્મે છે, અને બીજા નમૂનાના ચારિત્ર્યો એ છે જે કુફ્ર અને અંધશ્રદ્ધા તથા ભૌતિકવાદ, ખુદા અને આખિરત તરફ લાપરવાઈના બીબાંમાં ઢળીને તૈયાર થાય છે. હવે તમે પોતે તમારા અંતરાત્માને પૂછો કે તે આમાંથી કયા નમૂનાને પસંદ કરે છે.

પછી, આ કિસ્સા વડે કુર્આનેહકીમ એક બીજું ગૂઢ સત્ય પણ માનવીને સમજાવે છે. અને તે આ છે કે અલ્લાહતઆલા જે કામ કરવા માગે છે તે કોઈ પણ સંજોગોમાં પૂરું થઈને રહે છે. માનવી તેની યુકિતઓ વડે તેની યોજનાઓને અટકાવવા અને બદલવામાં કયારેય સફળ થઈ શકતો નથી બલકે મોટાભાગે માનવી એક કામ પોતાની યોજના પૂરી કરવા માટે કરે છે અને માને છે કે મેં બરાબર નિશાન ઉપર તીર માર્યું પરંતુ પરિણામ આવતાં સાબિત થાય છે કે અલ્લાહે તેના જ હાથો વડે એ જ કામ લીધું જે તેની યોજનાની વિરૂદ્ધ અને અલ્લાહની યોજનાને બિલકુલ અનુરૂપ હતું. યૂસુફ અ.સ.ના ભાઈ જયારે તેમને કૂવામાં ફેંકી રહ્યા હતાં ત્યારે તેમનું અનુમાન હતું કે આપણે આપણા રસ્તાના કાંટાને હંમેશ માટે દૂર કરી દીધો. પરંતુ હકીકતમાં તેમણે યૂસુફ અ.સ.ને ઉન્નતિના શિખરના પહેલા પગથિયા ઉપર તેમના હાથે લાવી ઊભા કર્યા જેની ઉપર અલ્લાહ તેમને પહોંચાડવા માગતો હતો તથા તેમની આ હરકત વડે તેમણે પોતે પોતાના માટે જો કમાણી કરી કંઈ તો માત્ર આ કે યૂસુફ અ.સ.ને ઉન્નતિના શિખરે પહોંચ્યા પછી તેઓ માનપૂર્વક પોતાના ભાઈની મુલાકાત માટે જતાં તેના બદલે તેમને શરમ અને પસ્તાવા સાથે એ જ ભાઈની સામે નજરો નીચી કરવી પડી. મિસ્રના અમલદારની પત્ની યૂસુફ અ.સ.ને જેલમાં મોકલાવીને તેમની સામે બદલો લઈ રહી હતી પરંતુ વાસ્તવમાં તેણે તેમના માટે રાજયસિંહાસન ઉપર પહોંચવાનો માર્ગ મોકળો કરી દીધો અને પોતાની આ યુક્તિ વડે ખુદ તેણે આના સિવાય કોઈ કમાણી કરી નહીં કે જયારે સમય આવ્યો ત્યારે દેશના શાસકની મુરબ્બી ખાતૂન કહેવડાવવાને બદલે તેને જાહેરમાં પોતાની અપ્રમાણિકતાની કબૂલાત કરવાનું અપમાન સહન કરવું પડયું. આ માત્ર બે-ચાર અપવાદરૂપ કિસ્સા નથી બલકે ઇતિહાસ આવા અસંખ્ય ઉદાહરણોથી ભરેલું છે જે આ હકીકતની સાક્ષી આપે છે કે અલ્લાહ જેની ઉન્નતિ કરવા માગે છે તેને આખું જગત ભેગું મળીને પણ પાડી શકતું નથી બલકે દુનિયા જે યુક્તિ તેને પાડવા માટે ખૂબ જ ઉપયોગી અને વિશ્વસનીય માનીને અપનાવે છે, અલ્લાહ એ જ યુક્તિમાંથી તેના ઉન્નતિના રસ્તા પેદા કરી દે છે, અને એ લોકોના હિસ્સામાં બદનામી સિવાય કંઈ નથી આવતું જેમણે તેને પાડવાની યોજના ઘડી હતી. અને આનાથી ઊલટું આવી જ રીતે ખુદા જેને પાડવા માગે છે તેને કોઈ યુક્તિ પડવાથી બચાવી શકતી નથી બલકે બચાવની તમામ યુક્તિઓ નિષ્ફળ નીવડે છે અને આવી યુક્તિઓ કરનારાઓને અપમાનજનક પરાજય સહન કરવો પડે છે.

આ હકીકતને જો કોઈ સમજી લે તો પહેલો બોધ તેને આ મળશે કે માનવીએ તેના હેતુઓ અને યુક્તિઓ, બન્નેમાં એ હદોનું ઉલ્લંઘન કરવું જોઈએ નહીં જે ખુદાઈ કાનૂનમાં તેના માટે નક્કી કરી દેવામાં આવી છે. સફળતા અને નિષ્ફળતા તો અલ્લાહના હાથમાં છે. પરંતુ જે માણસ પાક હેતુ માટે સીધી સરળ કાયદેસર યુક્તિ અપનાવશે તે જો નિષ્ફળ કયારેય જાય તો પણ અપમાન અને બદનામીનો ભોગ નહીં બને. અને જે માણસ નાપાક હેતુ માટે અવળી યુક્તિઓ અપનાવશે તે આખિરતમાં તો ચોક્કસપણે બદનામ થશે જ પરંતુ દુનિયામાં પણ તેના માટે અપમાનિત થવાનું જોખમ કંઈ ઓછું નથી. બીજો મહત્ત્વનો બોધ આમાંથી અલ્લાહ ઉપર ભરોસો કરવાનો તથા અલ્લાહને હવાલે થઈ જવાનો મળે છે. જે લોકો સચ્ચાઈ અને સત્ય માટે સક્રિય હોય અને દુનિયા તેમને ખતમ કરી નાખવા તત્પર હોય તે જો આ હકીકતને નજર સમક્ષ રાખે તો તેમને આમાંથી અસાધારણ શાંતિ મળશે અને વિરોધી શકિતઓની દેખીતી ખૂબ જ ભયાનક યુક્તિઓ જોઈને તે સહેજ પણ બેચેન નહીં થાય, બલકે પરિણામને અલ્લાહ ઉપર છોડી દઈને પોતાની નૈતિક જવાબદારી નિભાવતાં રહેશે.

પરંતુ સૌથી મોટો બોધ જે આ કિસ્સામાંથી મળે છે તે આ છે કે કોઈ મુસલમાન જો સાચું ઇસ્લામી ચારિત્ર્ય ધરાવતો હોય અને ડહાપણ પણ ધરાવતો હોય, તો તે માત્ર પોતાની નૈતિકતાના જોરે એક આખા દેશને જીતી શકે છે. યૂસુફ અ.સ.ને જુઓ. ૧૭ વર્ષની ઉંમર, સાવ એકલાં, તદ્દન સાધન-વિહોણાં, અજાણ્યો દેશ અને કમજોરીની પરાકાષ્ઠા તો આ કે ગુલામ બનાવીને વેચી દેવામાં આવ્યાં છે. ઇતિહાસના એ સમયગાળામાં ગુલામોની જે સ્થિતિ હતી તે કોઈનાથી છૂપી નથી. આની ઉપર વળી એક અત્યંત ગંભીર નૈતિક આરોપ મૂકીને તેમને જેલમાં ધકેલી દેવામાં આવ્યાં જેની સજાની મુદ્દત પણ કોઈ ન હતી. આટલી હદ સુધી પાડી દેવાય પછી પણ તેઓ માત્ર ઈમાન અને નૈતિક બળના આધારે ઊઠે છે અને છેવટે સમગ્ર દેશને પોતાને આધીન બનાવી લે છે.

**ઐતિહાસિક અને ભૌગોલિક પરિસ્થિતિઃ-**

આ કિસ્સાને સમજવા માટે જરૂરી છે કે ટૂંકમાં તેના વિષે કેટલીક ઐતિહાસિક અને ભૌગોલિક માહિતી પણ વાચકોની નજર સમક્ષ રહેઃ

હઝરત યૂસુફ અ.સ., હઝરત યાકૂબ અ.સ.ના પુત્ર, હઝરત ઇસ્હાક અ.સ.ના પૌત્ર અને હઝરત ઇબ્રાહીમ અ.સ.ના પ્રપૌત્ર હતાં. બાઇબલના નિવેદન મુજબ (જેનું સમર્થન કુર્આનના ઇશારાઓ ઉપરથી પણ થાય છે) હઝરત યાકૂબ અ.સ.ના ૧૨ પુત્રો ૪ પત્નીઓથી હતાં. હઝરત યૂસુફ અ.સ. અને તેમનો નાનો ભાઈ બિનયમીન એક પત્નીથી હતાં જયારે બાકીના ૧૦ બીજી પત્નીઓથી હતાં.

ફિલિસ્તીનમાં હઝરત યાકૂબ અ.સ.નું રહેઠાણ હિબ્રૂન (આજનું અલખૈલ)ની તળેટીમાં હતું જયાં હઝરત ઇસ્હાક અ.સ. અને તેમની પહેલાં હઝરત ઇબ્રાહીમ અ.સ. રહેતા હતાં. આ ઉપરાંત હઝરત યાકૂબ અ.સ.ની થોડી જમીન સિકિમ્મ(આજનું નાબલુસ)માં પણ હતી.

બાઇબલના વિદ્વાનોના સંશોધનને જો સાચું માનવામાં આવે તો હઝરત યૂસુફ અ.સ.નો જન્મ ઈ.પૂ. ૧૯૦૬ની આસપાસ થયો અને ઈ.પૂ. ૧૮૯૦ની આસપાસ એ ઘટના બની જેનાથી આ કિસ્સાની શરૂઆત થાય છે, એટલે કે સ્વપ્ન જોવું તથા ત્યાર પછી કૂવામાં ફેંકી દેવું. એ વખતે હઝરત યૂસુફ અ.સ.ની ઉંમર ૧૭ વર્ષ હતી. જે કૂવામાં તેમને ફેંકવામાં આવ્યાં તે બાઇબલ અને તલમૂદની રિવાયતો પ્રમાણે સિકિમ્મની ઉત્તરમાં દૂતન (આજનું દુસાન) ની નજીક આવેલું હતું, અને જે કાફલાએ તેમને કૂવામાંથી કાઢયાં તે જિલઆદ (પૂર્વ જોર્ડન) તરફથી આવી રહયું હતું અને મિસ્ર તરફ જવાનું હતું. (જિલઆદના ખંડિયેરો આજે પણ જોર્ડન નદીની પૂર્વમાં ઇલ્યાબિસના મેદાનોના કિનારે આવેલાં છે.)

મિસ્ર ઉપર એ જમાનામાં પનદરહવીં વંશનું રાજ હતું જે મિસ્રના ઇતિહાસમાં ચારણ રાજાઓ (Hyksos Kings)ના નામે ઓળખાય છે. આ લોકો આરબવંશના હતાં અને તેમણે ફિલિસ્તીન અને સીરિયામાંથી મિસ્ર જઈને ઈ.પૂ. ૨૦૦૦ વર્ષની આસપાસના જમાનામાં મિસ્રના રાજય ઉપર કબજો મેળવી લીધો હતો. આરબ ઇતિહાસકારો અને કુર્આનના તફસીરકર્તાઓએ તેમના માટે "અમાલીક" નામનો ઉપયોગ કર્યો છે જે મિસ્ર અંગેના વર્તમાન સંશોધનો સાથે પૂરી રીતે મેળ ખાય છે. મિસ્રમાં આ લોકો અજાણ્યા આક્રમણખોરોની હેસિયત ધરાવતા હતાં તથા દેશના આંતરિક ઝઘડાંના કારણે મિસ્રમાં તેમનું રાજય સ્થાપવાની તક તેમને મળી ગઈ હતી. આ જ કારણ હતું કે તેમના રાજયમાં હઝરત યૂસુફ અ.સ.ને પ્રગતિ કરવાની તક મળી

અને પછી બનીઇસ્રાઈલ ત્યાં આવકાર પામ્યાં, દેશના ઉત્તમ ફળદ્રુપ વિસ્તારોમાં વસાવવામાં આવ્યાં અને તેમને ત્યાં ખૂબ પ્રભાવ અને પહોંચ મળ્યાં, કારણ કે તેઓ એ વિદેશી શાસકોની સમજાતિના હતાં. ૧૫ મી સદી ઈ.પૂ.ના અંત સુધી આ લોકો મિસ્ર ઉપર રાજ કરતા રહ્યાં અને તેમના જમાનામાં દેશની તમામ સત્તા બનીઇસ્રાઈલના હાથમાં રહી. એ જ જમાના તરફ સૂરઃ માઇદહની ૨૦ મી આયતમાં ઇશારો કરવામાં આવ્યો કે إِذْ جَعَلَ فِيكُمْ أَنْبِيَاءَ وَجَعَلَكُمْ مُلُوكًا આના પછી દેશમાં એક પ્રચંડ રાષ્ટ્રવાદી ચળવળ ઉદ્‌ભવી જેણે હિકસૂસ સત્તાને ઉથલાવી પાડી. અઢી લાખ જેટલા અમાલિકોને દેશમાંથી હાંકી કાઢવામાં આવ્યાં. એક ખૂબ જ પૂર્વગ્રહયુક્ત કુબ્તી વંશનું કુટુંબ સત્તામાં આવી ગયું અને તેણે અમાલિકાના સમયની વીણી વીણીને નષ્ટ કરી દીધાં અને બનીઇસ્રાઈલ ઉપર એ જુલમોનો દોર શરૂ કર્યો જેનો ઉલ્લેખ હઝરત મૂસા અ.સ.ના કિસ્સામાં આવે છે.

મિસ્રના ઇતિહાસ ઉપરમાંથી આ પણ જાણવા મળે છે કે આ ચારણ રાજાઓએ મિસ્રના દેવી-દેવતાઓને સ્વીકાર્યા ન હતાં બલકે પોતાના દેવ સીરિયાથી તેમની સાથે લાવ્યા હતાં અને તેમનો આ પ્રયાસ હતો કે મિસ્રમાં તેમનો ધર્મ પ્રચલિત બને. આ જ કારણ છે કે કુર્આનેમજીદ હઝરત યૂસુફ અ.સ.ના સમકાલીન રાજાને "ફિરઔન"ના નામે ઉલ્લેખ કરતો નથી કારણ કે "ફિરઔન" મિસ્રનો ધાર્મિક રૂઢિપ્રયોગ હતો અને આ લોકો મિસ્રના ધર્મમાં માનતા ન હતાં પરંતુ બાઇબલમાં ભૂલથી તેને પણ "ફિરઔન"નું જ નામ આપી દેવામાં આવ્યું છે. કદાચ તેમના સંપાદકો એમ માનતાં હશે કે મિસ્રના બધાં જ રાજાઓ "ફિરઔની" જ હતાં.

પ્રવર્તમાન સમયના સંશોધનકર્તાઓ, જેમણે બાઇબલ અને મિસ્રના ઇતિહાસની તુલના કરી છે, તેઓ સામાન્ય અભિપ્રાય ધરાવે છે કે ચારણ રાજાઓમાંથી જે રાજાનું નામ મિસ્રના ઇતિહાસમાં એપોફીસ (Apophis) જોવા મળે છે, એ જ હઝરત યૂસુફ અ.સ.નો સમકાલીન હતો.

મિસ્રનું પાટનગર એ જમાનામાં મેમફિસ (મીન્ફ)હતું જેના ખંડિયેરો કેરો શહેરના દક્ષિણમાં ૧૪ માઈલના અંતરે જોવા મળે છે. હઝરત યૂસુફ અ.સ.૧૭-૧૮ વર્ષની ઉંમરે ત્યાં પહોંચ્યાં. ૨-૩ વર્ષ મિસ્રના અમલદારના ઘરમાં રહ્યાં. ૮-૯ વર્ષ જેલમાં પસાર કર્યાં અને ૩૦ વર્ષની ઉંમરે દેશના શાસક બન્યાં તથા ૮૦ વર્ષ સુધી કોઈની પણ ભાગીદારી વિના સમગ્ર મિસ્ર રાજ્ય ઉપર શાસન કરતા રહ્યાં. તેમના રાજયકાળના ૯મા અથવા ૧૦મા વર્ષે તેમણે હઝરત યાકૂબ અ.સ.ને તેમના સમસ્ત પરિવાર સાથે ફિલિસ્તીનમાંથી મિસ્ર બોલાવી લીધાં અને એ પ્રદેશમાં વસાવ્યાં જે દિમયાત અને કેરો વચ્ચે આવેલું છે. બાઇબલમાં આ પ્રદેશનું નામ જુશન અથવા ગૂશન જણાવવામાં આવ્યું છે. હઝરત મૂસા અ.સ.ના સમય સુધી આ લોકો આ જ પ્રદેશમાં વસવાટ કરતા રહ્યાં. બાઇબલમાં આવે છે કે હઝરત યૂસુફ અ.સ.નું ૧૧૦ વર્ષની ઉંમરે અવસાન થયું અને અવસાન વખતે બનીઇસ્રાઈલને વસીયત કરી કે જયારે તમે આ દેશમાંથી નીકળો ત્યારે મારા હાડકાં તમારી સાથે લઈને જજો.

યૂસુફ અ.સ.ના કિસ્સાની જે વિગતો બાઇબલ અને તલમૂદમાં આપવામાં આવી છે તેના કરતાં કુર્આનનું વર્ણન ઘણું ભિન્ન છે, પરંતુ કિસ્સાના મહત્ત્વના ભાગો વિષે ત્રણેય સહમત છે. અમે અમારી નોંધોમાં જરૂર પ્રમાણે આ મતભેદોની સ્પષ્ટતા કરતા રહીશું.



સૂરઃ યૂસુફ
પા. ૩૮૨ - ૩૮૩

તફહીમુલકુર્આન ૨

# યૂસુફ અ.સ.ના કિસ્સાનો નકશો




દૂતન : એ સ્થળ જ્યાં બાઈબલ અનુસાર યૂસુફના ભાઈઓએ હ. યૂસુફ અ.સ.ને કૂવામાં ફેંકયાં.

સિક્કિમ : એ સ્થળ જ્યાં હ. યાકૂબ અ.સ.ની પૈતૃક મિલ્કત હતી. હવે આ સ્થળનું નામ નાબિદાસ છે.

હિબ્રૂન : એ સ્થળ જ્યાં હ. યાકૂબ અ.સ. રહેતા હતાં અને બલખલીલ પણ કહે છે.

મેમફિસ : મિસ્રનું પુરાતન પાટનગર. હવે મિસ્રીઓ આને મિમ્ફ કહે છે.

જુશન : એ પ્રદેશ જ્યાં હ. યૂસુફ અ.સ.એ મિસ્રમાં બનીઇસ્રાઈલને વસાવ્યાં.

| اٰيَاتُهَا ١١١ | سُوْرَةُ يُوْسُفَ مَكِّيَّةٌ | رُكُوْعَاتُهَا ١٢ |
|---|---|---|
| આયતો : ૧૧૧ | સૂરઃ યૂસુફ મક્કી | રુકૂઅ : ૧૨ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓرٰ قف تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْمُبِيْنِ ۞١ قف اِنَّآ اَنْزَلْنٰهُ قُرْءٰنًا عَرَبِيًّا
لَّعَلَّكُمْ تَعْقِلُوْنَ ۞٢ نَحْنُ نَقُصُّ عَلَيْكَ اَحْسَنَ الْقَصَصِ بِمَآ
اَوْحَيْنَآ اِلَيْكَ هٰذَا الْقُرْاٰنَ صلے وَاِنْ كُنْتَ مِنْ قَبْلِهٖ لَمِنَ

**અલિફ, લામ, રા. આ એ ગ્રંથની આયતો છે જે પોતાનો હેતુ સ્પષ્ટપણે વર્ણવે છે. અમે આને ઊતાર્યો છે કુર્આન[1] બનાવીને અરબી ભાષામાં કે જેથી તમે (આરબો) આને સારી રીતે સમજી શકો.[2] હે મુહમ્મદ, અમે આ કુર્આનને તમારી તરફ વહી કરીને શ્રેષ્ઠ શૈલીમાં કિસ્સાઓ અને હકીકતો તમને વર્ણવીએ છીએ, નહીં તો આ પહેલાં તો (આ વસ્તુઓથી)**

(૧) કુર્આન શબ્દ قَرَأَيَقْرَأُ ક્રિયાપદમાંથી બનેલું છે. તેનો મૂળ અર્થ "વાંચવું" છે. ક્રિયાપદને જ્યારે કોઈ વસ્તુ માટે નામના રૂપમાં વાપરવામાં આવે છે ત્યારે તેનો આ મતલબ થાય છે કે આ વસ્તુમાં ક્રિયાપદનો અર્થ પૂર્ણપણે રહેલો છે. દા.ત. જ્યારે કોઈ માણસને આપણે વીર કહેવાને બદલે "વીરતા" કહે તો તેનો અર્થ આ થશે કે તેની અંદર બહાદુરી એટલી પૂર્ણકક્ષામાં રહેલી છે જાણે કે તે અને બહાદુરી એક જ વસ્તુ છે. તેથી આ પુસ્તકનું નામ કુર્આન (વાંચવું) રાખવાનો અર્થ આ થયો કે આ પુસ્તક સામાન્યજન તથા વિશિષ્ઠ વ્યક્તિઓ, તમામના વાંચવા માટે છે અને પુષ્કળ પ્રમાણમાં વંચાતું પુસ્તક છે.

(૨) આનો અર્થ આ નથી કે આ પુસ્તક વિશેષરૂપે આરબો માટે જે ઊતારવામાં આવ્યું છે પરંતુ આ કથનનો અસલ હેતુ આ કહેવાનો છે કે "હે આરબો, તમને આ વાતો કોઈ ગ્રીક અથવા ઈરાની ભાષામાં તો સંભળાવવામાં આવી રહી નથી, તમારી પોતાની ભાષામાં છે, એટલા માટે તમે ન તો આ બહાનું કરી શકો છો કે આ વાતો તો અમારી સમજમાં જ આવતી નથી અને ન તો આ જ શકય છે કે આ પુસ્તકમાં ચમત્કારના જે પાસાં છે, જે આના ખુદાઈ કલામ હોવાની ગવાહી આપે છે, તે તમારી નજરોથી છુપાં રહી જાય."

કેટલાક લોકો કુર્આનેમજીદમાં આ પ્રકારના કથનો જોઈને એવા વાંધા કાઢે છે કે આ પુસ્તક તો આરબો માટે છે, બિનઆરબો માટે ઊતારવામાં આવ્યું જ નથી, તો પછી તેને તમામ મનુષ્યો માટે માર્ગદર્શન કેવી રીતે કહી શકાય. પરંતુ આ માત્ર ઉપલક વાંધો છે જે હકીકતને સમજવાનો પ્રયાસ કર્યા વિના ઊઠાવી દેવામાં આવ્યો છે. મનુષ્યોના સાર્વજનિક માર્ગદર્શન માટે જે કોઈ વસ્તુ પણ પ્રસ્તુત કરવામાં આવશે તે કોઈ પણ સંજોગોમાં માનવીય ભાષાઓમાંથી કોઈ એક ભાષામાં પ્રસ્તુત કરવામાં આવશે, અને તેના પ્રસ્તુતકર્તાનો પ્રયાસ આ જ

الْغٰفِلِيْنَ ۝٣ اِذْ قَالَ يُوْسُفُ لِاَبِيْهِ يٰۤاَبَتِ اِنِّيْ رَاَيْتُ
اَحَدَ عَشَرَ كَوْكَبًا وَّالشَّمْسَ وَالْقَمَرَ رَاَيْتُهُمْ لِيْ سٰجِدِيْنَ ۝٤
قَالَ يٰبُنَيَّ لَا تَقْصُصْ رُءْيَاكَ عَلٰۤى اِخْوَتِكَ فَيَكِيْدُوْا لَكَ
كَيْدًا ؕ اِنَّ الشَّيْطٰنَ لِلْاِنْسَانِ عَدُوٌّ مُّبِيْنٌ ۝٥ وَ كَذٰلِكَ

---

**તમે સાવ અજાણ[૩] હતાં.**

**આ એ સમયની વાત છે જ્યારે યૂસુફે પોતાના પિતાને કહ્યું ‘‘પિતાજી, મેં સ્વપ્ન જોયું છે કે અગિયાર તારા છે અને સૂર્ય તથા ચંદ્ર છે અને તેઓ મને સિજદો કરી રહ્યાં છે.’’ જવાબમાં તેના પિતાએ કહ્યું ‘‘દીકરા, તારૂં આ સ્વપ્ન તારા ભાઈઓને ન સંભળાવતો નહીં તો તેઓ તને સતાવવા અને હાનિ પહોંચાડવા માટે તારી તાકમાં રહેશે,[૪] હકીકતમાં શેતાન મનુષ્યનો ખુલ્લો દુશ્મન છે. અને આવું જ થશે (જેવું તે સ્વપ્નમાં જોયું છે કે)**

---

હશે કે પહેલાં તે એ કોમને પોતાના શિક્ષણ વડે પૂરી રીતે પ્રભાવિત કરે જેમની ભાષામાં તે તેની સામે પ્રસ્તુત કરી રહ્યો છે, પછી એ જ કોમ બીજી કોમો સુધી આ શિક્ષણને પહોંચાડવાનું માધ્યમ બને. આ જ એક સ્વાભાવિક રીત છે કોઈ પણ સંદેશ અને આંદોલનને આંતર્રાષ્ટ્રીય સ્તરે ફેલાવવાની.

(૩) સૂરઃની પ્રસ્તાવનામાં અમને જણાવી ગયાં છીએ કે મક્કાના કાફિરોમાંથી કેટલાક લોકોએ નબી સ.અ.વ.ની કસોટી કરવા માટે, બલકે તેમના મતે આપનો ભરમ ખુલ્લો પાડવા માટે, લગભગ તો યહૂદીઓના ઈશારે, આપની સામે અચાનક આ પ્રશ્ન રજૂ કર્યો હતો કે બનીઇસ્રાઈલનું મિસ્ર પહોંચવાનું કારણ શું હતું. આના જ આધારે તેના જવાબ રૂપ બનીઇસ્રાઈલના ઇતિહાસનું આ પ્રકરણ રજૂ કરતા પહેલાં પ્રસ્તાવનાના રૂપમાં આ વાકય કહેવામાં આવ્યું છે કે હે મુહમ્મદ સ.અ.વ., તમે આ કિસ્સાઓથી અજાણ હતાં, હકીકતમાં આ અમે જ છીએ જે વહી દ્વારા તમને તેમના વિષે જણાવી રહ્યાં છીએ. બહારથી જોતાં આ વાકયમાં સંબોધન નબી સ.અ.વ. ને કરવામાં આવ્યું છે પરંતુ વાસ્તવમાં સંબોધનની દિશા એ વિરોધીઓ તરફ છે જેમને વિશ્વાસ ન હતો કે આપને વહી દ્વારા જ્ઞાન પ્રાપ્ત થાય છે.

(૪) આનો અર્થ યૂસુફ અ.સ.ના દસ ભાઈઓ છે જે બીજી માતાઓની કૂખે જન્મેલા હતાં. હઝરત યાકૂબ અ.સ.ને ખબર હતી કે આ ઓરમાન ભાઈઓ યૂસુફ અ.સ.પ્રત્યે ઈર્ષ્યા ધરાવે છે અને નૈતિકતાની દૃષ્ટિએ પણ એવા સદાચારી નથી કે તેમનો હિત સાધવા માટે કોઈ પણ અયોગ્ય કામ કરવામાં તેમને જરા પણ સંકોચ થાય એટલા માટે તેમણે તેમના નેક પુત્રને ચેતવી દીધો કે આ લોકોથી સાવચેત રહેજે. સ્વપ્નનો સ્પષ્ટ અર્થ આ હતો કે સૂર્ય એટલે હઝરત યાકૂબ અ.સ., ચંદ્ર એટલે તેમની પત્ની (હઝરત યૂસુફની ઓરમાન માતા) અને ૧૧ તારા એટલે ૧૧ ભાઈઓ છે.

يَجْتَبِيْكَ رَبُّكَ وَ يُعَلِّمُكَ مِنْ تَاْوِيْلِ الْاَحَادِيْثِ وَ يُتِمُّ
نِعْمَتَهٗ عَلَيْكَ وَ عَلٰٓى اٰلِ يَعْقُوْبَ كَمَآ اَتَمَّهَا عَلٰٓى اَبَوَيْكَ مِنْ
قَبْلُ اِبْرٰهِيْمَ وَ اِسْحٰقَ ۭ اِنَّ رَبَّكَ عَلِيْمٌ حَكِيْمٌ ﴿٦﴾ لَقَدْ كَانَ
فِيْ يُوْسُفَ وَ اِخْوَتِهٖٓ اٰيٰتٌ لِّلسَّآئِلِيْنَ ﴿٧﴾ اِذْ قَالُوْا لَيُوْسُفُ




**તારો માલિક તને (તેના કામ માટે) પસંદ[૫] કરશે અને તને વાતોના મૂળ અર્થ સુધી પહોંચવાનું શીખવાડશે[૬] અને તારી ઉપર તથા યાકૂબની સંતાન ઉપર પોતાની નિયામત આવી જ રીતે પૂરી કરશે જેવી રીતે આની પહેલાં તે તારા વડવાં, ઈબ્રાહીમ અને ઈસ્હાક ઉપર કરી ચુક્યો છે, નિઃશંક તારો માલિક સર્વજ્ઞ અને ડહાપણવાળો[૭] છે.'' (રુકૂઅ ૧)**

**હકીકતમાં યૂસુફ અને તેના ભાઈઓના કિસ્સામાં આ પૂછનારા લોકો માટે મોટી નિશાનીઓ છે. આ કિસ્સો આવી રીતે શરૂ થાય છે કે તેના ભાઈઓએ એકબીજાને કહ્યું ''આ યૂસુફ**

(૫) એટલે કે પયગમ્બરી એનાયત કરશે.

(૬) ''تَاْوِيْلِ الْاَحَادِيْثِ'' નો અર્થ માત્ર સ્વપ્નફળ જાણવાની વિદ્યા નથી જેમ કે અનુમાન કરવામાં આવ્યું છે, બલકે આનો અર્થ આ છે કે અલ્લાહતઆલા તને બાબતોને સમજવાનું તથા હકીકત સુધી પહોંચવાનું શિક્ષણ આપશે તથા એવી બુદ્ધિ તને આપશે જેનાથી તું કોઈ પણ બાબતના ઊંડાણ સુધી પહોંચવા માટે તથા તેના અસલ અર્થને પામી લેવાને લાયક બની જશે.

(૭) બાઈબલ અને તલમૂદનું વર્ણન કુર્આનના આ વર્ણન કરતાં ભિન્ન છે. તેઓ જણાવે છે કે હઝરત યાકૂબ અ.સ.એ સ્વપ્ન સાંભળીને પુત્રને ઠપકો આપ્યો અને કહયું, ''સારૂં, હવે તું આ સ્વપ્ન જોવા લાગ્યો છે કે હું અને તારી મા અને તારા બધા ભાઈઓ તારી સામે સિજદો કરીશું.'' પરંતુ થોડુંક વિચાર કરવાથી આ વાત સહેલાઈથી સમજાય છે કે હઝરત યાકૂબ અ.સ.ના પયગમ્બરી ચારિત્ર્ય સાથે કુર્આનનું વર્ણન વધુ મેળ ખાય છે, નહીં કે બાઈબલ અને તલમૂદનું. હઝરત યાકૂબ અ.સ.એ સ્વપ્નનું વર્ણન કર્યુ હતું, નહીં કે પોતાની ઈચ્છા અને તમન્ના દર્શાવી હતી. સ્વપ્ન જો સાચું હતું, અને દેખીતું છે કે હઝરત યાકૂબ અ.સ.એ તેનું જે સ્વપ્નફળ દર્શાવ્યું તે સાચું સ્વપ્ન માનીને જ દર્શાવ્યું હતું, તો તેનો ચોખ્ખો અર્થ આ હતો કે આ યૂસુફ અ.સ.ની ઈચ્છા ન હતી બલકે ખુદાઈ તકદીરનો ફેંસલો હતો કે કોઈ વખતે તેમને આવી ઉન્નતિ પ્રાપ્ત થાય. બીજું, એક પયગમ્બરની વાત તો દૂર રહી, કોઈ સામાન્ય સમજદાર માણસ પણ આવું કરી શકે કે આ વાત માટે ખોટું લગાડે અને સ્વપ્ન જોનાર માણસને સામેથી ઠપકો આપે? અને શું કોઈ સજ્જન પિતા આવો પણ હોઈ શકે કે જે પોતાના જ પુત્રની ભાવિ ઉન્નતિની ખુશખબર સાંભળીને આનંદિત થવાને બદલે ઊલટાનો નારાજ થઈ જાય?

وَ اَخُوْهُ اَحَبُّ اِلٰٓى اَبِيْنَا مِنَّا وَ نَحْنُ عُصْبَةٌ ؕ اِنَّ اَبَانَا لَفِىْ
ضَلٰلٍ مُّبِيْنِ ۝٨ ۚۖ اقْتُلُوْا يُوْسُفَ اَوِ اطْرَحُوْهُ اَرْضًا يَّخْلُ لَكُمْ
وَجْهُ اَبِيْكُمْ وَ تَكُوْنُوْا مِنْۢ بَعْدِهٖ قَوْمًا صٰلِحِيْنَ ۝٩ قَالَ
قَآئِلٌ مِّنْهُمْ لَا تَقْتُلُوْا يُوْسُفَ وَ اَلْقُوْهُ فِىْ غَيٰبَتِ الْجُبِّ

**અને તેનો ભાઈ,[૮] બન્ને આપણા પિતાને આપણા સૌના કરતાં વધારે વહાલાં છે જો કે આપણે એક આખું જૂથ છીએ, સાચી વાત આ છે કે આપણા પિતા સાવ ગુમરાહ થઈ ગયાં છે.[૯] ચાલો યૂસુફને મારી નાખો અથવા તેને ક્યાંક ફેંકી દો જેથી તમારા પિતાનું ધ્યાન તમારી જ તરફ થઈ જાય. આ કામ કરી લીધા પછી ફરી નેક બનીને રહેજો[૧૦]''. આ સાંભળીને તેમનામાંથી એક બોલ્યો ''યૂસુફની હત્યા ન કરો, જો કંઈ કરવું જ હોય તો તેને કોઈ ઊંડા અવાવરું કૂવામાં નાખી દો.**

(૮) આનો આશય હઝરત યૂસુફ અ.સ.ના સગા ભાઈ બિનયમીન છે જે તેમના કરતાં ઘણાં વર્ષ નાના હતાં. તેમના જન્મ વખતે તેમની માતાનું અવસાન થઈ ગયું હતું. આ જ કારણ હતું કે હઝરત યાકૂબ અ.સ. આ બન્ને મા વિનાના બાળકોની વધારે કાળજી લેતા હતાં. આ ઉપરાંત આ પ્રેમનું કારણ આ પણ હતું કે તેમની બધી સંતાનમાં માત્ર એક હઝરત યૂસુફ અ.સ. જ એવા હતાં જેમની અંદર તેમને સચ્ચાઈ અને સદ્‌ભાગ્યના ચિહ્નો દેખાતા હતાં. ઉપર હઝરત યૂસુફ અ.સ.નું સ્વપ્ન સાંભળીને તેમણે જે કંઈ કહ્યું તેના ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે તેઓ તેમના આ પુત્રની અસાધારણ લાયકાતોથી સારી રીતે વાકેફ હતાં. બીજી તરફ એ દસ મોટા દીકરાઓના ચારિત્ર્યની હાલત જે હતી તેનો ખ્યાલ પણ હવે પછીની ઘટનાઓ ઉપરથી આવી જાય છે. પછી કેવી રીતે અપેક્ષા રાખી શકાય કે એક નેક માણસ પોતાની આવી સંતાનથી ખુશ રહી શકે ? પરંતુ વિચિત્ર વાત આ છે કે બાઈબલમાં યૂસુફના ભાઈઓની ઈર્ષ્યાનું એક આ કારણ દર્શાવવામાં આવ્યું છે કે જેનાથી ઊલટાનો આરોપ હઝરત યૂસુફ અ.સ. ઉપર આવી જાય છે. તે કહે છે કે હઝરત યૂસુફ અ.સ. ભાઈઓની ચાડી-ચુગલી બાપની સમક્ષ કરતા રહેતા હતાં એટલા માટે ભાઈઓ તેમનાથી નારાજ હતાં.

(૯) આ કથનના હાર્દને સમજવા માટે ગામઠી કબીલા-જીવનની પરિસ્થિતિને નજર સમક્ષ રાખવી જોઈએ. જયાં કોઈ રાજ્ય હોતું નથી અને સ્વતંત્ર કબીલાઓ એક બીજાની બાજુમાં વસવાટ કરતાં હોય છે ત્યાં કોઈ પણ માણસની તાકાતનો સમગ્ર આધાર આની ઉપર હોય છે કે તેના પોતાના પુત્રો, પૌત્રો, ભાઈ, ભત્રીજા વગેરે મોટી સંખ્યામાં હોય જે સમય આવે ત્યારે તેના જાનમાલ અને આબરૂનું રક્ષણ કરવા માટે તેનો સાથ આપી શકે. આવી પરિસ્થિતિમાં મહિલાઓ અને બાળકોની સરખામણીમાં સ્વાભાવિક રીતે માણસને એ યુવાન પુત્રો વધુ વહાલાં હોય છે જે દુશ્મનનો મુકાબલો કરવામાં ઉપયોગી થઈ શકતાં હોય. એટલા જ માટે આ ભાઈઓએ કહ્યું કે અમારા પિતા ઘડપણમાં બુદ્ધિ ગુમાવી બેઠાં છે. આપણો યુવાન પુત્રોનો જથ્થો કે જે મુસીબતના સમયે

يَلْتَقِطْهُ بَعْضُ السَّيَّارَةِ اِنْ كُنْتُمْ فٰعِلِيْنَ ﴿١٠﴾ قَالُوْا يٰۤاَبَانَا
مَا لَكَ لَا تَاْمَنَّا عَلٰى يُوْسُفَ وَ اِنَّا لَهٗ لَنٰصِحُوْنَ ﴿١١﴾ اَرْسِلْهُ
مَعَنَا غَدًا يَّرْتَعْ وَ يَلْعَبْ وَ اِنَّا لَهٗ لَحٰفِظُوْنَ ﴿١٢﴾ قَالَ
اِنِّيْ لَيَحْزُنُنِيْۤ اَنْ تَذْهَبُوْا بِهٖ وَ اَخَافُ اَنْ يَّاْكُلَهُ الذِّئْبُ
وَ اَنْتُمْ عَنْهُ غٰفِلُوْنَ ﴿١٣﴾ قَالُوْا لَئِنْ اَكَلَهُ الذِّئْبُ وَ نَحْنُ عُصْبَةٌ

---

**કોઈ જતો-આવતો કાફલો તેને કાઢી લઈ જશે.'' આ નિર્ણય થયે તેમણે જઈને તેમના પિતાને કહ્યું ''પિતાજી, શું વાત છે કે આપ યૂસુફના મામલામાં અમારી ઉપર વિશ્વાસ કરતાં નથી જો કે અમે તેના સાચા શુભેચ્છકો છીએ ? આવતી કાલે તેને અમારી સાથે મોકલી દો, ખૂબ મજેથી ખાઈપી લેશે અને ખેલકૂદ દ્વારા આનંદ પણ મેળવશે. અમે તેના રક્ષણ માટે હાજર છીએ[૧૧]''. પિતાએ કહ્યું ''તમારું તેને લઈ જવું મને ગમતું નથી અને મને ડર છે કે ક્યાંક તેને વરુ ફાડી ન ખાય જ્યારે કે તમે તેના તરફથી બેધ્યાન હોવ.'' તેમણે જવાબ આપ્યો ''જો અમારી હાજરી છતાં તેને વરુએ ખાઈ લીધો, જો કે અમે એક જૂથ છીએ,**

---

તેમના કામમાં આવી શકે છે, તેમને એટલો વહાલો નથી જેટલાં આ નાના-નાના બાળકો જે તેમના કોઈ કામમાં આવી શકે તેમ નથી બલકે પોતે જ રક્ષણના મોહતાજ છે.

(૧૦) આ કથન એ લોકોની માનસિકતાને ખૂબ સુંદર રીતે વ્યકત છે જે પોતાની જાતને મનની ઈચ્છાઓને હવાલે મૂકવાની સાથે ઈમાન અને નેકી સાથે પણ થોડોક સંબંધ જાળવી રાખે છે. આવા લોકોનો નિયમ આ હોય છે કે જયારે પણ મન તેમની પાસે કોઈ ખરાબ કામનો તકાદો કરે છે ત્યારે તેઓ ઈમાનના તકાદાઓને મુલતવી રાખીને પહેલાં મનના તકાદાઓ પૂરા કરવામાં લાગી જાય છે અને જયારે અંતરાત્મા અંદરથી ડંખે ત્યારે તેને આ કહીને સાંત્વન આપવાનો પ્રયાસ કરે છે કે જરા ધીરજ રાખ, આ અનિવાર્ય ગુનો, જેનાથી અમારૂં કામ અટકેલું છે, કરી નાખવા દે પછી ઈન્શાઅલ્લાહ, અમે તોબા કરીને એવાં જ સદાચારી બની જઈશું જેવા તું અમને જોવા માગે છે.

(૧૧) આ વર્ણન પણ બાઈબલ અને તલમૂદના વર્ણન કરતાં જુદું છે. તેમની રિવાયત પ્રમાણે યૂસુફના ભાઈઓ તેમના ઢોર ચારવા માટે સિકિમ્મ તરફ ગયેલા હતાં અને તેમની પાછળ હઝરત યાકૂબ અ.સ.એ પોતે તેમની શોધમાં હઝરત યૂસુફ અ.સ.ને મોકલ્યા હતાં. પરંતુ આ વાત કલ્પના બહારની છે કે હઝરત યાકૂબ અ.સ.એ યૂસુફ અ.સ.ની સાથે તેમની ઈર્ષ્યાની હાલત જાણવા છતાં તેમને પોતાના હાથે મોતના મોંમાં મોકલ્યાં હોય, એટલા માટે કુર્આનનું વર્ણન જ સ્થિતિને અનુરૂપ જણાય છે.

إِنَّآ إِذًا لَّخَٰسِرُونَ ﴿١٤﴾ فَلَمَّا ذَهَبُوا بِهِۦ وَأَجْمَعُوٓا أَن يَجْعَلُوهُ
فِى غَيَٰبَتِ ٱلْجُبِّ ۚ وَأَوْحَيْنَآ إِلَيْهِ لَتُنَبِّئَنَّهُم بِأَمْرِهِمْ هَٰذَا
وَهُمْ لَا يَشْعُرُونَ ﴿١٥﴾ وَجَآءُوٓ أَبَاهُمْ عِشَآءً يَبْكُونَ ﴿١٦﴾
قَالُوا يَٰٓأَبَانَآ إِنَّا ذَهَبْنَا نَسْتَبِقُ وَتَرَكْنَا يُوسُفَ عِندَ مَتَٰعِنَا
فَأَكَلَهُ ٱلذِّئْبُ ۖ وَمَآ أَنتَ بِمُؤْمِنٍ لَّنَا وَلَوْ كُنَّا صَٰدِقِينَ ﴿١٧﴾ الثلثة

**ત્યારે તો અમે સાવ જ નક્કામા હોઈશું.'' આવી રીતે આગ્રહ કરીને જ્યારે તેઓ તેને લઈ ગયાં અને તેમણે નક્કી કરી લીધું કે તેને એક ઊંડા અવાવરું કૂવામાં ત્યજી દઈએ, ત્યારે અમે યુસૂફને વહી મોકલી કે ''એક સમય આવશે જ્યારે તું આ લોકોને તેમની આ હરકત યાદ દેવડાવશે, આ લોકો તેમના કૃત્યના પરિણામોથી બેખબર છે''.[૧૨] સાંજે તેઓ વિલાપ કરતાં તેમના પિતાની પાસે આવ્યાં અને કહ્યું ''પિતાજી, અમે દોડસ્પર્ધામાં લાગી ગયેલાં હતાં અને યુસૂફને અમે અમારા સામાન પાસે છોડી દીધો હતો કે એવામાં વરુ આવીને તેને ખાઈ ગયો. આપ અમારી વાતનો વિશ્વાસ નહીં કરો ભલે અમે સાચા જ હોઈએ.''**

(૧૨) આયતમાં وَهُمْ لَا يَشْعُرُونَ ના શબ્દો એવી શૈલીમાં આવેલાં છે કે આમાંથી ત્રણ અર્થ નીકળે છે અને ત્રણેય સુસંગત જણાય છે. એક આ કે અમે યૂસુફ અ.સ.ને આ સાંત્વન આપી રહ્યા હતાં અને તેના ભાઈઓને કંઈ ખબર ન હતી કે તેની ઉપર વહી કરવામાં આવી રહી છે. બીજો આ કે તું એવા સંજોગોમાં તેમની આ હરકત વિષે તેમને જણાવશે કે જયાં તારા હોવા અંગે તેમને કલ્પના સુદ્ધાં નહીં હોય. ત્રીજો આ કે આજે આ લોકો સમજયા વિના એક કૃત્ય આચરી રહ્યાં છે અને જાણતાં નથી કે ભવિષ્યમાં તેના પરિણામો શું આવવાનાં છે.

બાઈબલ અને તલમૂદમાં આ અંગે કોઈ ઉલ્લેખ નથી કે એ વખતે અલ્લાહતઆલા તરફથી યૂસુફ અ.સ.ને કોઈ સાંત્વન પણ આપવામાં આવ્યું હતું. આની જગ્યાએ તલમૂદમાં જે રિવાયત વર્ણવવામાં આવી છે તે આ છે કે જયારે હઝરત યૂસુફ અ.સ.ને કૂવામાં નાખવામાં આવ્યાં ત્યારે તેઓ રડારોળ કરી અને બૂમો પાડી પાડીને તેમણે ભાઈઓને ફરિયાદ કરી. કુર્આનનું વર્ણન વાંચો તો લાગશે કે એક એવા યુવાનનું વર્ણન થઈ રહ્યું છે જે આગળ જતાં માનવ ઈતિહાસના મહાન હસ્તીઓમાં ગણાવાનો છે. તલમૂદને વાંચો તો તમારી સમક્ષ આ ચિત્ર સામે આવશે કે રણમાં કેટલાક ગામઠી લોકો એક છોકરાને કૂવામાં ફેંકી રહ્યાં છે અને તે એ જ કરી રહ્યો છે જે કોઈ પણ છોકરો આવા સંજોગોમાં કરશે.

وَجَآءُوۡ عَلٰى قَمِيۡصِهٖ بِدَمٍ كَذِبٍ‌ؕ قَالَ بَلۡ سَوَّلَتۡ لَـكُمۡ اَنۡفُسُكُمۡ
اَمۡرًا‌ؕ فَصَبۡرٌ جَمِيۡلٌ‌ؕ وَاللّٰهُ الۡمُسۡتَعَانُ عَلٰى مَا تَصِفُوۡنَ ﴿۱۸﴾
وَجَآءَتۡ سَيَّارَةٌ فَاَرۡسَلُوۡا وَارِدَهُمۡ فَاَدۡلٰى دَلۡوَهٗ‌ؕ قَالَ يٰبُشۡرٰى
هٰذَا غُلٰمٌ‌ؕ وَاَسَرُّوۡهُ بِضَاعَةً‌ؕ وَاللّٰهُ عَلِيۡمٌۢ بِمَا يَعۡمَلُوۡنَ ﴿۱۹﴾

**અને તેઓ યૂસુફના ખમીસ ઉપર દેખાવનું લોહી લગાડીને આવ્યા હતાં. આ સાંભળીને તેમના પિતાએ કહ્યું ''બલકે તમારા મને તમારા માટે એક મોટા કામને આસાન બનાવી દીધું. સારું, ધીરજ રાખીશ એને ખૂબ સારી રીતે રાખીશ,[૧૩] જે વાત તમે બનાવી રહ્યાં છો તેના માટે તો અલ્લાહની પાસે જ મદદ માગી શકાય છે.[૧૪]''**

**એ તરફ એક કાફલો આવ્યો અને તેણે તેના ભિસ્તીને પાણી લાવવા માટે મોકલ્યો. ભિસ્તીએ જેવી કૂવામાં ડોલ નાખી તો (યૂસુફને જોઈને) બોલી ઊઠયો ''મુબારક ! અહીં તો એક છોકરો છે.'' એ લોકોએ તેને વેપારનો માલ માનીને સંતાડી દીધો જો કે જે કંઈ તેઓ કરી રહ્યા હતાં અલ્લાહ તેનાથી માહિતગાર હતો.**

(૧૩) આયતમાં صبر جمیل શબ્દો છે જેનો શાબ્દિક અર્થ ''સારૂં ધૈર્ય'' થઈ શકે છે. આમ કહેવાનો અર્થ એવું ધૈર્ય છે જેમાં કોઈ ફરિયાદ ન હોય, આજીજીઓ ન હોય, ઠંડા કલેજે એ મુસીબતોને સહન કરવામાં આવે જે ખૂબ જ ઉદારદિલ માણસ ઉપર આવી પડી હોય.

(૧૪) બાઈબલ અને તલમૂદ અહીં હઝરત યાકૂબ અ.સ.ના પ્રતિભાવનું ચિત્ર પણ આવું દોરે છે જે કોઈ સાધારણ પિતાના પ્રતિભાવ કરતાં જરા પણ અલગ નથી. બાઈબલ વર્ણવે છે કે ''ત્યારે યાકૂબે પોતાનું પહેરણ ફાડયું અને કંતાન પોતાની કમ્મર ઉપર વીંટયું અને ઘણાં દિવસ સુધી પોતાના પુત્ર માટે માતમ કરતો રહ્યો.'' અને તલમૂદનું વર્ણન છે કે ''યાકૂબ પુત્રનું ખમીસ ઓળખતાં જ ઊંધા મોઢે ભોંય ઉપર પડી ગયો અને ઘણાં સમય સુધી બેભાન હાલતમાં પડ્યો રહ્યો. ત્યાર પછી ઊભા થઈને ખૂબ જોરથી ચીસ પાડી કે હા, આ મારા પુત્રનું જ ખમીસ છે..... અને તે વર્ષો સુધી યૂસુફનો માતમ કરતો રહ્યો.'' આ ચિત્રમાં હઝરત યાકૂબ અ.સ. એ જ બધું કરતાં દેખાય છે જે કોઈ પણ પિતા આવા પ્રસંગે કરશે. પરંતુ કુર્આન જે ચિત્ર પ્રસ્તુત કરી રહ્યું છે તેનાથી આપણી સામે એક અસાધારણ માનવીનું ચિત્ર ઉપસે છે, જે પૂર્ણ દરજ્જાનો સહનશીલ અને આદરણીય છે, આવડા મોટા દુખદ સમાચાર સાંભળીને પણ તેનું માનસિક સંતુલન ગુમાવતો નથી, પોતાની સમજદારીથી મામલાની સાચી કેફિયતને સમજી જાય છે કે આ એક બનાવટી વાત છે જે આ ઈર્ષ્યાળુ પુત્રોએ ઘડીને રજૂ કરી છે, અને પછી સમજદાર વ્યકિતઓની જેમ ધીરજ રાખે છે અને ખુદા ઉપર ભરોસો કરે છે.

وَ شَرَوْهُ بِثَمَنٍۭ بَخْسٍ دَرَاهِمَ مَعْدُوْدَةٍ ۚ وَ كَانُوْا فِيْهِ مِنَ الزّٰهِدِيْنَ ۟﴿۲۰﴾ وَ قَالَ الَّذِى اشْتَرٰىهُ مِنْ مِّصْرَ لِامْرَاَتِهٖۤ اَكْرِمِىْ




**છેવટે તેમણે તેને નજીવી કીંમતમાં થોડાક દિર્હમના અવેજમાં વેચી નાખ્યો[૧૫] અને તેઓ તેની કીંમતના મામલામાં કોઈ વધારે અપેક્ષા રાખતા ન હતાં. (રુકૂઅ ૨)**

**મિસ્રના જે માણસે તેને ખરીદયો[૧૬] તેણે તેની પત્નીને કહ્યું[૧૭] "આને સારી રીતે**

(૧૫) આ મામલાનું સાદું રૂપ આ જણાય છે કે યૂસુફના ભાઈઓ હઝરત યૂસુફ અ.સ.ને કૂવામાં નાખીને જતા રહ્યા હતાં. પાછળથી કાફલાના લોકોએ આવીને તેમને ત્યાંથી કાઢયાં અને મિસ્ર લઈ જઈને વેચી દીધાં. પરંતુ બાઇબલમાં જણાવવામાં આવ્યું છે કે યૂસુફના ભાઈઓએ પાછળથી ઈસ્માઈલી લોકોના એક કાફલાને જોયો અને ઇચ્છયું કે યૂસુફને કૂવામાંથી કાઢીને તેમને વેચી દઈએ. પરંતુ એ પહેલાં જ મદ્યનના વેપારીઓ તેમને કૂવામાંથી કાઢી ચુકયા હતાં. આ વેપારીઓએ હઝરત યૂસુફ અ.સ.ને ૨૦ રૂપિયામાં ઈસ્માઈલી લોકોને વેચી દીધાં. પછી આગળ જતાં બાઇબલના લેખકો આ વાત ભૂલી જાય છે કે ઉપર તેઓ હઝરત યૂસુફ અ.સ.ને ઈસ્માઈલીઓને વેચી ચુકયાં છે. પછી તેઓ ઈસ્માઈલીઓની જગ્યાએ ફરીવાર મદ્યનના જ વેપારીઓ પાસે મિસ્રમાં તેમને બીજી વખત વેચાવડાવે છે. (જુઓ, પુસ્તક-ઉત્પત્તિ, પ્રકરણ ૩૭, આયત ૨૫ થી ૨૮ અને ૩૬) આનાથી વિરૂદ્ધ તલમૂદ વર્ણવે છે કે મદ્યનના વેપારીઓએ યૂસુફ અ.સ.ને કૂવામાંથી કાઢીને પોતાના ગુલામ બનાવી લીધાં. પછી યૂસુફના ભાઈઓએ હઝરત યૂસુફ અ.સ.ને તેમના કબજામાં જોઈને તેમની સાથે ઝઘડો કર્યો. છેવટે તેમણે ૨૦ દિર્હમ કિંમત ચૂકવીને યૂસુફના ભાઈઓને રાજી કર્યા પછી તેમણે ૨૦ જ દિર્હમમાં યૂસુફ અ.સ.ને ઈસ્માઈલીઓને વેચી દીધાં અને ઈસ્માઈલીઓએ મિસ્ર લઈ જઈને તેમને વેચી દીધાં. અહીંથી મુસલમાનોમાં એ રિવાયત મશહૂર થઈ કે યૂસુફના ભાઈઓએ હઝરત યૂસુફને વેચી દીધા હતાં. પરંતુ કુર્આન આ રિવાયતને ટેકો આપતો નથી એ ધ્યાનમાં રહેવું જોઈએ.

(૧૬) બાઇબલમાં આ માણસનું નામ ફૌતીફાર લખેલું છે. કુર્આનેમજીદ આગળ જઈને તેને "અઝીઝ"ના ઈલ્કાબથી યાદ કરે છે અને પછી એક બીજી જગ્યાએ આ જ ઈલ્કાબનો હઝરત યૂસુફ અ.સ. માટે પણ ઉપયોગ કરે છે. આના ઉપરથી જણાય છે કે આ માણસ મિસ્રમાં કોઈ મોટો અમલદાર અથવા પદાધિકારી હશે કારણ કે અઝીઝનો અર્થ એવો સત્તા ધરાવતો માણસ થાય છે જેનો વિરોધ કરી શકાતો ન હોય. બાઇબલ અને તલમૂદ જણાવે છે કે તે શાહી અંગરક્ષકોનો વડો અધિકારી હતો અને ઇબ્નેજરીર હઝરત અબ્દુલ્લાહ રદિ. બિન અબ્બાસ રદિ. પાસેથી નોંધે છે કે તે શાહી ખજાનાનો અધિકારી હતો.

(૧૭) તલમૂદમાં આ મહિલાનું નામ ઝલીખા (Zelicha) લખ્યું છે. અને અહીંથી આ નામ મુસલમાનોની રિવાયતોમાં પ્રચલિત થયું. પરંતુ આપણે ત્યાં સામાન્ય રીતે પ્રચલિત છે તે પ્રમાણે પાછળથી આ મહિલાના હઝરત યૂસુફ અ.સ.ની સાથે લગ્ન થયાં તેનો કોઈ આધાર નથી, ન તો કુર્આનમાં ન તો ઈસ્રાઈલી ઇતિહાસમાં. હકીકત આ છે કે, કોઈપણ નબીના દરજ્જા કરતાં આ વાત ખૂબ જ ઉતરતી કક્ષાની છે કે તે કોઈ એવી મહિલા સાથે લગ્ન કરે જેના ખરાબ ચારિત્ર્યનો તેને વ્યકિતગત અનુભવ થઈ ગયો હોય. કુર્આનેમજીદમાં

مَثْوٰىهُ عَسٰۤى اَنْ يَّنْفَعَنَاۤ اَوْ نَتَّخِذَهٗ وَلَدًا ؕ وَ كَذٰلِكَ مَكَّنَّا لِيُوْسُفَ فِى الْاَرْضِ ۫ وَ لِنُعَلِّمَهٗ مِنْ تَاْوِيْلِ الْاَحَادِيْثِ ؕ وَاللّٰهُ غَالِبٌ عَلٰۤى

**રાખજે, દૂર નથી કે આ આપણા માટે ફાયદાકારક સાબિત થાય અથવા આપણે આને પુત્ર બનાવી લઈએ.[૧૮]'' આવી રીતે અમે યૂસુફ માટે એ ભૂમિમાં કાયમ થવાનો રસ્તો કાઢ્યો અને તેને મામલાઓના અર્થ સમજવાની તાલીમ આપવાની વ્યવસ્થા કરી.[૧૯] અલ્લાહ પોતાનું કાર્ય**

એક સામાન્ય નિયમ આપણને બતાવવામાં આવ્યો છે કે اَلْخَبِيْثٰتُ لِلْخَبِيْثِيْنَ وَالْخَبِيْثُوْنَ لِلْخَبِيْثٰتِ وَالطَّيِّبٰتُ لِلطَّيِّبِيْنَ وَالطَّيِّبُوْنَ لِلطَّيِّبٰتِ ''ખરાબ સ્રીઓ ખરાબ પુરુષો માટે છે અને ખરાબ પુરૂષો ખરાબ સ્રીઓ માટે છે. અને શુદ્ધ સ્ત્રીઓ શુદ્ધ પુરૂષો માટે છે અને શુદ્ધ પુરૂષો શુદ્ધ સ્રીઓ માટે.''

(૧૮) તલમૂદમાં જણાવવામાં આવ્યું છે કે એ વખતે હઝરત યૂસુફ અ.સ.ની ઉંમર ૧૮ વર્ષ હતી અને ફૌતીફાર તેમના પ્રભાવશાળી વ્યકિતત્વને જોઈને જ સમજી ગયો હતો કે છોકરો ગુલામ નથી બલકે કોઈ મોટા કુળનો છોકરો છે જેને સંજોગો અહીં ખેંચી લાવ્યાં છે. એટલા માટે જયારે તે તેમને ખરીદી રહ્યો હતો તે જ વખતે તેણે વેપારીઓને કહી દીધું હતું કે, આ ગુલામ તો દેખાતો નથી, મને શંકા છે કે કદાચ તમે આને કયાંકથી ચોરી લાવ્યાં છો. એટલા જ માટે ફૌતીફારે તેમની સાથે ગુલામો જેવો વ્યવહાર કર્યો નહીં પરંતુ તેમને પોતાના ઘર અને પોતાની તમામ મિલકતોનો વહીવટદાર બનાવી દીધો.બાઈબલમાં જણાવવામાં આવ્યું છે કે ''તેણે પોતાનું બધું જ યૂસુફના હાથમાં છોડી દીધું અને રોટલી સિવાય કે જેને તે ખાઈ લેતો હતો, તેને પોતાની કોઈ વસ્તુનું ભાન ન હતું''. (જન્મઃ ૩૯-૬).

(૧૯) હઝરત યૂસુફ અ.સ.ની તાલીમ ત્યાં સુધી રણમાં અર્ધ-ભટકતા જીવન તથા પશુપાલનના વાતાવરણમાં થઈ હતી. કિનઆન અને ઉત્તર અરબસ્તાનના પ્રદેશમાં એ વખતે કોઈ વ્યવસ્થિત રાજસત્તા હતી નહીં અને સંસ્કૃતિ અને સભ્યતાએ કોઈ વિકાસ પણ કર્યો ન હતો. કેટલાક સ્વતંત્ર કબીલાઓ હતાં જે અવારનવાર એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં હિજરત કરતા રહેતા હતાં અને કેટલાક કબીલાઓએ અલગ અલગ વિસ્તારોમાં કાયમી રહેઠાણ બનાવીને નાના રાજયો બનાવી લીધા હતાં. એ લોકોની હાલત મિસ્રની પાડોશમાં લગભગ એવી જ હતી જેવી ઉત્તર-પશ્ચિમ સીમા ઉપર સ્વતંત્ર પઠાણ કબીલાઓની છે. અહીં હઝરત યૂસુફ અ.સ.ને જે તાલીમ મળી હતી તેમાં રણ-જીવનની સુંદર ટેવો તેમજ ઈબ્રાહીમી વંશની ખુદાપરસ્તી અને દીનદારીના મૂળતત્ત્વો તો ચોક્કસ સામેલ હતાં પરંતુ અલ્લાહતઆલા એ સમયના સૌથી વધુ સુસંસ્કૃત અને વિકસિત દેશ એટલે કે મિસ્રમાં તેમની પાસેથી જે કામ લેવા માગતો હતો, અને તેના માટે જે જાણકારી, જે અનુભવ અને જે બુદ્ધિશકિતની જરૂર હતી, તેના વિકાસની કોઈ તક રણપ્રદેશના જીવનમાં ન હતી એટલા માટે અલ્લાહે પોતાની સર્વોપરી સત્તા વડે એવી વ્યવસ્થા કરી કે તેમને મિસ્ર સામ્રાજયના એક મોટા પદાધિકારીને ત્યાં પહોંચાડી દીધાં અને તેણે તેમની અસાધારણ લાયકાતો જોઈને તેમને તેના ઘર અને તેની તમામ જાગીરના વહીવટદાર બનાવી દીધાં. આવી રીતે એ તક ઊભી થઈ ગઈ કે જેથી તેમની એ તમામ લાયકાતો પૂરી રીતે વિકસી શકે જે અત્યાર સુધી કામમાં આવી ન હતી અને તેમને એક નાની જાગીરની વ્યવસ્થામાંથી એ અનુભવ

اَمْرِهٖ وَ لٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿٢١﴾ وَ لَمَّا بَلَغَ
اَشُدَّهٗۤ اٰتَيْنٰهُ حُكْمًا وَّ عِلْمًا ؕ وَ كَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿٢٢﴾
وَ رَاوَدَتْهُ الَّتِىْ هُوَ فِىْ بَيْتِهَا عَنْ نَّفْسِهٖ وَ غَلَّقَتِ الْاَبْوَابَ
وَ قَالَتْ هَيْتَ لَكَ ؕ قَالَ مَعَاذَ اللّٰهِ اِنَّهٗ رَبِّىْۤ اَحْسَنَ
مَثْوَاىَ ؕ اِنَّهٗ لَا يُفْلِحُ الظّٰلِمُوْنَ ﴿٢٣﴾ وَ لَقَدْ هَمَّتْ بِهٖ ۚ وَ

**કરીને રહે છે, પરંતુ મોટાભાગના લોકો જાણતાં નથી. અને જ્યારે તે તેની યુવાનીએ પહોંચ્યો ત્યારે અમે તેને નિર્ણયશક્તિ અને જ્ઞાન એનાયત કર્યાં,[૨૦] આવી રીતે અમે સદાચારીઓને બદલો આપીએ છીએ.**

**જે સ્ત્રીના ઘરમાં તે હતો તે તેની ઉપર પ્રેમજાળ નાખવા લાગી અને એક દિવસે દરવાજાં બંધ કરીને બોલી ''આવી જા.'' યૂસુફે કહ્યું ''અલ્લાહ મારૂં રક્ષણ કરે ! મારા માલિકે તો મને સારો મરતબો આપ્યો (અને હું આ કામ કરું !) આવા જુલમીઓ ક્યારેય સફળતા પામતાં નથી.''[૨૧] તે તેની તરફ આગળ વધી અને યૂસુફ પણ**

મળી જાય જે ભવિષ્યમાં એક મોટા રાજયની વ્યવસ્થાનું સંચાલન કરવા માટે જરૂરી હતો. આ જ વિષય તરફ આ આયતમાં ઈશારો કરવામાં આવ્યો છે.

(૨૦) કુર્આનની ભાષામાં આ શબ્દોનો અર્થ સામાન્ય રીતે ''નબૂવ્વત આપવી'' એવો થાય છે. ''હુકમ'' નો અર્થ નિર્ણયશકિત પણ છે અને સત્તા પણ છે. તેથી અલ્લાહ તરફથી કોઈ બંદાને હુકમ એનાયત કરવાનો અર્થ આ થયો કે અલ્લાહતઆલાએ તેને માનવજીવનના મામલાઓમાં ફેંસલા કરવાની લાયકાત પણ આપી તથા સત્તાઓ પણ સોંપી. હવે ''ઈલ્મ'' રહ્યું, તો આનો અર્થ એ હકીકતનું ખાસ જ્ઞાન છે જે નબીઓને વહી મારફતે સીધેસીધું આપવામાં આવે છે.

(૨૧) સામાન્ય રીતે તફસીરકર્તાઓ અને ભાષાંતર કરનારાઓએ આ માન્યું છે કે અહીં ''મારા રબ'' શબ્દ હઝરત યૂસુફ અ.સ.એ એ વ્યકિત માટે વાપર્યો છે જેને ત્યાં તેઓ એ વખતે નોકરીમાં હતાં અને તેમના આ જવાબનો અર્થ આ હતો કે મારા માલિકે તો મને આવી સારી રીતે રાખ્યો છે તો પછી હું આવી બેવફાઈ કેવી રીતે કરી શકું કે તેની પત્ની સાથે વ્યભિચાર કરૂં. પરંતુ મને આ અનુવાદ અને તફસીર સામે ભારે વિરોધ છે. જો કે અરબી ભાષાની દૃષ્ટિએ આ અર્થ કરવાની પણ ગુંજાશ છે કેમ કે અરબીમાં 'રબ' શબ્દ ''માલિક''ના અર્થમાં વપરાય છે. પરંતુ આ વાત એક નબીના દરજ્જાથી ઘણી ઊતરતી છે કે તે એક ગુનાથી દૂર રહેવા માટે અલ્લાહતઆલાની જગ્યાએ બીજા કોઈનો વિચાર કરે. અને કુર્આનમાં આનું કોઈ ઉદાહરણ પણ જડતું નથી કે

هَمَّ بِهَا لَوْلَاۤ اَنْ رَّاٰ بُرْهَانَ رَبِّهٖ ؕ كَذٰلِكَ لِنَصْرِفَ عَنْهُ السُّوْٓءَ وَالْفَحْشَآءَ ؕ اِنَّهٗ مِنْ عِبَادِنَا الْمُخْلَصِيْنَ ﴿٢٤﴾ وَاسْتَبَقَا الْبَابَ

**તેની તરફ આગળ વધ્યો હોત જો તેના માલિકની દલીલ ન જોઈ લેત.[૨૨] આવું બન્યું, કે જેથી અમે તેની અંદરથી બૂરાઈ અને નિર્લજ્જતા દૂર કરી દઈએ,[૨૩] હકીકતમાં તે અમારા ચુનંદા બંદાઓમાંથી હતો. છેવટે યૂસુફ અને તે આગળ પાછળ દરવાજાની તરફ દોડ્યાં**

કોઈ નબીએ ખુદા સિવાય બીજા કોઈને પોતાનો માલિક કહ્યો હોય. આગળ જતાં આયત નં.૪૧,૪૨ અને ૫૦ માં આપણે જોઈએ છીએ કે યૂસુફ અ.સ. પોતાના અને મિસ્રી લોકોના ધર્મનો આ ફરક વારંવાર સ્પષ્ટ કરે છે કે તેમનો માલિક તો અલ્લાહ છે અને મિસ્રી લોકોએ બંદાઓને તેમના માલિક બનાવી લીધેલાં છે. બીજું, જયારે આયતના શબ્દોમાં આ અર્થ કરવાની પણ ગુંજાશ છે કે હઝરત યૂસુફ અ.સ.એ رَبِّیْ શબ્દ અલ્લાહના અર્થમાં કહ્યો હોય તો શા માટે આપણે એક એવો અર્થ અપનાવીએ જેમાં દેખીતી રીતે બૂરાઈનું પાસું દેખાતું હોય.

(૨૨) બુર્હાન શબ્દનો અર્થ દલીલ છે. રબની બુર્હાનનો અર્થ ખુદાની દેખાડેલી એ દલીલ છે જેના લીધે હઝરત યૂસુફ અ.સ.ના અંતરાત્માએ તેમના મનને આ વાત મનાવી કે આ સ્ત્રીનું ભોગવિલાસનું નિમંત્રણ સ્વીકારવું તને શોભતું નથી. અને એ દલીલ શું હતી? તેને અગાઉના કથનમાં વર્ણવી દેવામાં આવી છે, એટલે કે ‘‘મારા રબે તો મને આ ઊંચો મરતબો આપ્યો અને હું આવું ખરાબ કામ કરૂં ! આવા જુલમીઓને કયારેય સફળતા મળતી નથી’’ આ જ એ બુર્હાનેહક્ક હતી જેણે યૂસુફ અ.સ.ને નવયુવાનીની સ્થિતિમાં આવા નાજુક પ્રસંગે ગુનાથી દૂર રાખ્યાં. એ પછી જે કહેવામાં આવ્યું કે ‘‘યૂસુફ પણ તેની તરફ આગળ વધ્યો હોત જો તેના માલિકની દલીલ જોઈ ન લેત’’ તો આના ઉપરથી નબીઓના નિર્દોષ હોવાની હકીકત ઉપર પણ પ્રકાશ પડી જાય છે. નબીની નિર્દોષતાનો અર્થ આ નથી કે તેની પાસેથી ગુનો અથવા ભૂલ કરવાની શકિત લઈ લેવામાં આવી છે એટલે સુધી કે ગુનો કરવાની કોઈ શકયતા તેની અંદર ન રહી, પરંતુ આનો અર્થ આ છે કે નબી જો કે ગુનો કરવા માટેની શકિત ધરાવે છે પરંતુ મનુષ્યના તમામ ગુણો ધરાવવા છતાં, અને બધી જ માનવીય લાગણીઓ, ભાવનાઓ તથા ઈચ્છાઓ ધરાવવા છતાં તે એવો નેકદિલ અને ખુદાથી ડરનાર હોય છે કે જાણીબૂઝીને કયારેય ગુનાનો ઈરાદો કરતો નથી. તે તેના અંતરમાં તેના રબની એવી એવી પ્રચંડ દલીલો ધરાવે છે જેની સામે મનની ઈચ્છા કયારેય સફળ થઈ શકતી નથી. અને જો અજાણતાં તેનાથી કોઈ ચૂક થઈ જાય છે ત્યારે અલ્લાહતઆલા તરત જ સ્પષ્ટ વહી વડે તેને સુધારી દે છે કારણ કે તેની ચૂક માત્ર એક વ્યકિતની ચૂક નથી બલકે એક સમસ્ત કોમની ચૂક છે, તે સીધા માર્ગેથી જો લેશમાત્ર પણ ચલિત થઈ જાય તો દુનિયા ગુમરાહીમાં માઈલો દૂર નીકળી જાય.

(૨૩) આ આયતના બે અર્થ થઈ શકે છે. એક આ કે તેનું ‘‘માલિકની દલીલ જોઈ લેવી તથા ગુનાથી બચી જવું અમારી અનૂકુળતા તથા માર્ગદર્શન દ્વારા થયું કારણ કે અમે અમારા આ ચુનંદા બંદા ઉપરથી બૂરાઈ અને નિર્લજ્જતા દૂર કરવા માગતા હતાં. બીજો અર્થ આ કરી શકાય, અને આ વધારે ઊંડો અર્થ છે કે યૂસુફ અ.સ.ની સામે જે મામલો આવ્યો તે પણ વાસ્તવમાં તેમની તાલીમના અનુસંધાનમાં એક જરૂરી તબક્કો હતો. તેમને દુરાચાર અને નિર્લજ્જતાથી પાક કરવા માટે અને તેમના અંતઃકરણની શુદ્ધિને પૂર્ણ કક્ષાએ પહોંચાડવા

وَ قَدَّتْ قَمِيْصَهٗ مِنْ دُبُرٍ وَّ اَلْفَيَا سَيِّدَهَا لَدَا الْبَابِ ؕ قَالَتْ
مَا جَزَآءُ مَنْ اَرَادَ بِاَهْلِكَ سُوْٓءًا اِلَّاۤ اَنْ يُّسْجَنَ اَوْ عَذَابٌ اَلِيْمٌ ﴿۲۵﴾
قَالَ هِيَ رَاوَدَتْنِيْ عَنْ نَّفْسِيْ وَ شَهِدَ شَاهِدٌ مِّنْ اَهْلِهَا ۚ

**અને તેણે પાછળથી યૂસુફનું ખમીસ (ખેંચીને) ફાડી નાખ્યું. દરવાજા ઉપર બન્નેએ તેના પતિને હાજર જોયો. તેને જોતાં જ સ્ત્રી કહેવા લાગી, ‘‘શું સજા છે એ માણસની જે તારી ઘરવાળી ઉપર દાનત બગાડે ? આના સિવાય બીજી કઈ સજા હોઈ શકે છે કે તેને કેદ કરવામાં આવે અથવા તેને સખત સજા આપવામાં આવે ?’’ યૂસુફે કહ્યું ‘‘આ જ મને ફંસાવવાનો પ્રયત્ન કરી રહી હતી.’’ તે સ્ત્રીના પોતાના જ કુટુંબીઓમાંથી એક માણસ (સાંયોગિક) સાક્ષી આપી,**[૨૪]

માટે ખુદાઈ વ્યૂહ માટે આ જરૂરી હતું કે તેમની સામે ગુનાની એક એવી નાજુક તક આવે અને અજમાયશના સમયે તેઓ તેમના ઈરાદાની સંપૂર્ણ શકિત સંયમ અને ખુદાના ડરના પલ્લામાં નાખીને પોતાના મનના બૂરાં વલણોને હંમેશના માટે સંપૂર્ણપણે પરાજય આપી દે. ખાસ કરીને આ વિશિષ્ટ તાલીમની રીત અપનાવવા પાછળના વ્યૂહ અને મહત્ત્વ એ નૈતિક વાતાવરણને નજર સમક્ષ રાખવાથી સહેલાઈથી સમજમાં આવી શકે છે જે એ વખતના મિસ્રના સમાજમાં પ્રવર્તતું હતું. આગળ ચોથા રુકૂઅમાં જે એક નાનકડી ઝલક દેખાડવામાં આવી છે તેના ઉપરથી ખ્યાલ આવે છે કે એ વખતના ‘‘સભ્ય મિસ્રમાં’’ સામાન્ય રીતે, તથા તેના ઉચ્ચ વર્ગમાં વિશેષ રૂપે, જાતીય સ્વચ્છંદતા લગભગ આ જ પ્રમાણમાં હતી જેની ઉપર આપણે આપણા જમાનાના પશ્ચિમના લોકોને તથા પશ્ચિમ-પીડિત વર્ગોને ‘‘બિરાજેલાં’’ જોઈએ છીએ. હઝરત યૂસુફ અ.સ.ને આ બગડેલા લોકોની વચ્ચે રહીને કામ કરવાનું હતું, અને કામ પણ એક સામાન્ય માણસની જેમ નહીં પરંતુ દેશના શાસકની હેસિયતથી કરવાનું હતું. હવે આ દેખીતું છે કે જે મોટા કુળની મહિલાઓ એક રૂપાળા ગુલામના પ્રેમમાં પાગલ થઈ રહી હતી તેઓ એક નવયુવાન અને રૂપાળા શાસકને ફસાવવા માટે તથા બગાડવા માટે શું ન કરત ? આની જ આગોતરી અટકાયત માટે અલ્લાહતઆલાએ આ રસ્તો અપનાવ્યો કે એક તરફ તો આરંભમાં જ આ અજમાયશમાંથી પસાર કરીને હઝરત યૂસુફ અ.સ.ને પરિપકવ બનાવી દીધાં અને બીજી તરફ મિસ્રની મહિલાઓને પણ તેમના તરફથી નિરાશ કરીને તેમના બધાં જ ફિત્નાઓનો દરવાજો બંધ કરી દીધો.

(૨૪) આ સમગ્ર મામલાની કેફિયત આવી સમજાય છે કે ઘરના માલિકની સાથે ખુદ એ સ્ત્રીના મિત્રોમાંથી પણ કોઈ માણસ આવી રહ્યો હશે અને તેણે આ ઝઘડો સાંભળીને કહ્યું હશે કે જયારે આ બન્ને એકબીજા ઉપર આક્ષેપ મૂકે છે અને સ્થળ ઉપરનો કોઈ સાક્ષી છે નહીં ત્યારે પરિસ્થિતિને જોતાં આ મામલાની તપાસ આવી રીતે કરી શકાય છે. કેટલીક રિવાયતોમાં જણાવવામાં આવ્યું છે કે આ સાક્ષી આપનાર માણસ કોઈ દૂધ પીતું બાળક હતું જે ત્યાં પારણામાં સૂઈ રહ્યું હતું અને ખુદાએ તેને વાચાશકિત આપીને તેની પાસેથી સાક્ષી અપાવડાવી. પરંતુ આ રિવાયત માટે કોઈ સબૂત નથી તથા આ મામલામાં બિનજરૂરી રીતે મો'જિઝાની મદદ લેવાની કોઈ જરૂર પણ જણાતી નથી. સાક્ષીએ સાંયોગિક ગવાહી તરફ ધ્યાન દેવડાવ્યું છે તે ખૂબ જ તાર્કિક

اِنْ كَانَ قَمِيْصُهٗ قُدَّ مِنْ قُبُلٍ فَصَدَقَتْ وَهُوَ مِنَ
الْكٰذِبِيْنَ ﴿٢٦﴾ وَاِنْ كَانَ قَمِيْصُهٗ قُدَّ مِنْ دُبُرٍ فَكَذَبَتْ وَ
هُوَ مِنَ الصّٰدِقِيْنَ ﴿٢٧﴾ فَلَمَّا رَاٰ قَمِيْصَهٗ قُدَّ مِنْ دُبُرٍ قَالَ اِنَّهٗ
مِنْ كَيْدِكُنَّ ؕ اِنَّ كَيْدَكُنَّ عَظِيْمٌ ﴿٢٨﴾ يُوْسُفُ اَعْرِضْ عَنْ
هٰذَا ۜ وَاسْتَغْفِرِيْ لِذَنْۢبِكِ ۖۚ اِنَّكِ كُنْتِ مِنَ الْخٰطِئِيْنَ ﴿٢٩﴾




**કે ''જો યૂસુફનું ખમીસ આગળથી ફાટેલું હોય તો સ્ત્રી સાચી છે અને આ જુઠ્ઠો, અને જો તેનું ખમીસ પાછળથી ફાટેલું હોય તો સ્ત્રી જુઠ્ઠી છે અને આ સાચો.''[૨૫] જ્યારે પતિએ જોયું કે યૂસુફનું ખમીસ પાછળથી ફાટેલું છે તો તેણે કહ્યું ''આ તમે સ્ત્રીઓની ચાલાકીઓ છે, ખરેખર ઘણી ગજબની હોય છે તમારી ચાલો. યૂસુફ, આ મામલાથી દરગુજર કર. અને હે સ્ત્રી, તું તારા કસૂરની માફી માગ, તું જ હકીકતમાં કસૂરવાર હતી.''[૨૫અ]** (રુકૂઅ ૩)

ગવાહી છે અને તેને જોવાથી એક જ નજરમાં ખબર પડી જાય છે કે આ માણસ ઘણો સમજદાર અને અનુભવી માણસ હતો જે મામલાની વિગતો સામે આવતાં જ તેની ઊંડાણમાં પહોંચી ગયો. શકય છે કે તે કોઈ ન્યાયાધીશ પણ હોય. (તફસીરકર્તાઓને ત્યાં દૂધ પીતા બાળકની ગવાહીનો કિસ્સો હકીકતમાં યહૂદી રિવાયતોમાંથી આવ્યો છે. જુઓ તલમૂદના ઉતારા- લેખકઃ- પોલ ઈસ્હાક હરશૌન, લંડન ઈ.સ.૧૮૮૦ પાનું-૨૫૬).

(૨૫) આનો અર્થ આ છે કે જો યૂસુફ અ.સ.નું ખમીસ આગળથી ફાટેલું હોત તો આ વાત દર્શાવે છે કે યૂસુફ અ.સ. તરફથી પહેલ કરવામાં આવી હતી અને સ્ત્રી પોતાને બચાવવા માટે પ્રયાસ કરી રહી હતી. પરંતુ જ્યારે યૂસુફ અ.સ.નું ખમીસ પાછળથી ફાટેલું છે ત્યારે આના ઉપરથી સ્પષ્ટપણે સાબિત થાય છે કે સ્ત્રી તેમની પાછળ પડેલી હતી અને યૂસુફ અ.સ. તેનાથી બચીને નીકળી જવા માગતા હતાં. આ ઉપરાંત સંજોગો ઉપરથી એક બીજી ગવાહી પણ આ ગવાહીમાં છુપાયેલી હતી, તે આ કે એ સાક્ષીએ ધ્યાન માત્ર યૂસુફ અ.સ.ના ખમીસ તરફ દોર્યું. તેના ઉપરથી સ્પષ્ટ થઈ ગયું કે સ્ત્રીના શરીર અથવા તેના કપડાં ઉપર બળજબરીનું કોઈ ચિહ્ન હતું જ નહીં. જો આ મુકદ્દમો બળાત્કાર માટેના પ્રયાસનો હોત તો સ્ત્રી ઉપર તેના સ્પષ્ટ ચિહ્નો જોવાં મળત.

(૨૫)(અ) બાઈબલમાં આ કિસ્સાને જે ગંદી રીતે વર્ણવવામાં આવ્યો છે તે જુઓઃ

''ત્યારે એ સ્ત્રીએ તેનું પહેરણ પકડીને કહ્યું કે મારી સાથે સહવાસ કર. તે પોતાનું પહેરણ તેના હાથમાં છોડીને ભાગ્યો અને બહાર નીકળી ગયો. જયારે તેણીએ જોયું કે તે તેનું પહેરણ તેના હાથમાં છોડીને ભાગી ગયો ત્યારે તેણીએ તેના ઘરના માણસોને બોલાવીને કહ્યું કે જુઓ, તે એક ઈબ્રીને અમારી સાથે મજાક કરવા માટે અમારી પાસે લઈ આવ્યો છે. આ મારી સાથે

وَ قَالَ نِسْوَةٌ فِی الْمَدِیْنَةِ امْرَاَتُ الْعَزِیْزِ تُرَاوِدُ فَتٰىهَا عَنْ نَّفْسِهٖ ۚ قَدْ شَغَفَهَا حُبًّا ؕ اِنَّا لَنَرٰىهَا فِیْ ضَلٰلٍ مُّبِیْنٍ ﴿۳۰﴾ فَلَمَّا سَمِعَتْ بِمَكْرِهِنَّ اَرْسَلَتْ اِلَیْهِنَّ وَ اَعْتَدَتْ لَهُنَّ مُتَّكَاً وَّ اٰتَتْ

**શહેરની મહિલાઓ અંદરોઅંદર ચર્ચા કરવા લાગી કે ''અમલદારની પત્ની તેના નવયુવાન ગુલામની પાછળ પડેલી છે, પ્રેમે તેને બેકાબૂ કરી દીધેલી છે, અમારી દૃષ્ટિએ તો તે સ્પષ્ટ ભૂલ કરી રહી છે.'' તેણે જ્યારે તેમની આ લુચ્ચાઈ ભરેલી વાતો સાંભળી ત્યારે તેમને નિમંત્રણ મોકલી આપ્યું, અને તેમના માટે ગાવતકિયા સાથેની મહેફિલ સજાવી[૨૬] અને મિજબાનીમાં**

સહવાસ કરવાના ઈરાદે અંદર ઘૂસી આવ્યો અને હું જોર-જોરથી ચીસો પાડવા લાગી. જ્યારે તેણે જોયું કે હું જોર-જોરથી ચીસો પાડી રહી છું ત્યારે તે તેનું પહેરણ મારા હાથમાં છોડીને નાઠો અને બહાર નીકળી ગયો. અને તેણીએ તેનું પહેરણ તેના માલિકના ઘરે પાછા આવતાં સુધી પોતાની પાસે રાખી મૂક્યું.......... જ્યારે તેના માલિકે તેની પત્નીની આ વાતો જે તેણીએ તેને કહી સાંભળી લીધી કે તારા ગુલામે મારી સાથે આવું-આવું વર્તન કર્યું તો તેનો ગુસ્સો ફાટયો અને યૂસુફના માલિકે તેને પકડીને જેલમાં કે જ્યાં બાદશાહના કેદીઓ કેદ હતાં નાખી દીધો. (ઉત્પત્તિ ૩૯:૧૨ થી ૨૦)

આ ચિત્ર-વિચિત્ર રિવાયતનો ટૂંકસાર આ છે કે હઝરત યૂસુફ અ.સ.ના શરીર ઉપર કોઈ એવા પ્રકારનો પોશાક હતો કે જેવો ઝુલેખાએ તેની ઉપર હાથ નાખ્યો કે તરત જ તે આખોને આખો પોશાક આપોઆપ ઊતરીને તેના હાથમાં આવી ગયો! બીજી મજાની વાત આ છે કે હઝરત યૂસુફ અ.સ.એ પોશાકને પોતાની પાસે છોડીને એવાને એવા નગ્ન અવસ્થામાં ભાગી નીકળ્યાં અને તેમનો પોશાક (એટલે કે તેમના ગુનાનો ઇનકાર ન કરી શકાય તેવો પુરાવો) તે સ્ત્રીની પાસે જ રહી ગયો. ત્યાર પછી હઝરત યૂસુફ અ.સ.ના અપરાધી હોવામાં છેવટે કોણ શંકા કરી શકત.

આ તો છે બાઇબલની રિવાયત. પરંતુ તલમૂદમાં તો આ પ્રમાણે જણાવવામાં આવ્યું છે કે ફોતીફારે તેની પત્નીની આ ફરિયાદ સાંભળી ત્યારે તેણે યૂસુફ અ.સ.ની ખૂબ મારઝૂડ કરાવી, પછી તેમની સામે અદાલતમાં મુકદ્દમો દાખલ કર્યો અને ન્યાયાધીશે હઝરત યૂસુફ અ.સ.ના ખમીસનું નિરીક્ષણ કરીને ફેંસલો કર્યો કે કસૂર સ્ત્રીનો છે કેમ કે ખમીસ પાછળથી ફાટેલું છે આગળથી નહીં. પરંતુ આ વાત કોઈ પણ બુદ્ધિશાળી માણસ થોડો વિચાર કરીને સહેલાઈથી સમજી શકે છે કે કુર્આનની રિવાયત તલમૂદની રિવાયતની વધુ નજીક જણાય છે. આવું તો કેવી રીતે માની લેવાય કે આવડો મોટો અમલદાર પોતાની પત્ની ઉપર પોતાના ગુલામ દ્વારા હાથ નાખવાનો મામલો પોતે જ અદાલતમાં લઈ ગયો હશે.

કુર્આન અને ઇસ્રાઈલી રિવાયતો વચ્ચેના તફાવતનું આ એક ખૂબ જ ખુલ્લું ઉદાહરણ છે જેનાથી પશ્ચિમી વિદ્વાનોના આ આક્ષેપના ખોટા હોવાની વાત બિલકુલ સ્પષ્ટ થઈ જાય છે કે મુહમ્મદ સ.અ.વ. એ આ કિસ્સા

كُلَّ وَاحِدَةٍ مِّنْهُنَّ سِكِّيْنًا وَّ قَالَتِ اخْرُجْ عَلَيْهِنَّ ۚ فَلَمَّا رَاَيْنَهٗۤ
اَكْبَرْنَهٗ وَ قَطَّعْنَ اَيْدِيَهُنَّ وَ قُلْنَ حَاشَ لِلّٰهِ مَا هٰذَا بَشَرًا ؕ
اِنْ هٰذَاۤ اِلَّا مَلَكٌ كَرِيْمٌ ﴿۳۱﴾ قَالَتْ فَذٰلِكُنَّ الَّذِيْ لُمْتُنَّنِيْ
فِيْهِ ؕ وَ لَقَدْ رَاوَدْتُّهٗ عَنْ نَّفْسِهٖ فَاسْتَعْصَمَ ؕ وَ لَئِنْ لَّمْ يَفْعَلْ
مَاۤ اٰمُرُهٗ لَيُسْجَنَنَّ وَ لَيَكُوْنًا مِّنَ الصّٰغِرِيْنَ ﴿۳۲﴾ قَالَ رَبِّ

**દરેકની આગળ એક એક છરી રાખી દીધી. (પછી બરાબર એ જ સમયે કે જ્યારે તેઓ ફળો કાપી કાપીને ખાઈ રહી હતી) તેણે યૂસુફને ઈશારો કર્યો કે તેમની સામે નીકળી આવ. જ્યારે તે સ્ત્રીઓની નજર તેની ઉપર પડી ત્યારે તેઓ દંગ રહી ગઈ અને તેમનાં હાથ કાપી બેઠી અને અનાયાસે બોલી ઊઠી ''હાશાલિલાહ ! (ખુદાની પનાહ !) આ માણસ મનુષ્ય નથી, આ તો કોઈ મોટો ફરિશ્તો છે.'' અમલદારની પત્નીએ કહ્યું ''જોઈ લીધું ! આ છે એ માણસ જેના મામલામાં તમે મારા માટે જેમ તેમ બોલતાં હતાં. નિઃશંક મેં આને રીઝવવાનો પ્રયત્ન કર્યો હતો પણ આ બચી નીકળી ગયો. જો આ મારું કહ્યું નહીં માને તો કેદ કરવામાં આવશે અને ભારે અપમાનિત[૨૭] થશે.'' યૂસુફે કહ્યું ''હે મારા માલિક !**

બનીઈસ્રાઈલ પાસેથી નોંધેલાં છે. સાચું આ છે કે કુર્આને તો તેમને સુધાર્યા છે અને અસલ કિસ્સા દુનિયાને દેખાડયાં છે.

(૨૬) એટલે કે આવી સભા કે જેમાં મહેમાનો માટે ગાવ-તકિયા ગોઠવવામાં આવેલા હતાં. મિસ્રના પુરાતત્ત્વના અવશેષો ઉપરથી પણ આને સમર્થન મળે છે કે તેમની બેઠકોમાં ગાવ-તકિયાનો ઉપયોગ થતો હતો.

બાઈબલમાં આવો મિજબાનીનો કોઈ ઉલ્લેખ નથી. જો કે તલમૂદમાં આ કિસ્સાનું વર્ણન કરવામાં આવ્યું છે, પરંતુ તે કુર્આન કરતાં સાવ ભિન્ન છે. કુર્આનના વર્ણનમાં જે જીવંતપણું, જે આત્મા, જે સ્વભાવિકતા તથા જે નૈતિકતા જોવા મળે છે તેનાથી તલમૂદનું વર્ણન ખાલી છે.

(૨૭) આના ઉપરથી ખ્યાલ આવે છે કે એ વખતે મિસ્રના ઉચ્ચ વર્ગની નૈતિક હાલત કેવી હતી. દેખાય જ છે કે અમલદારની પત્નીએ જે મહિલાઓને બોલાવી હશે તેઓ પણ અમીર-ઉમરાવો અને મોટા અમલદારની બેગમો જ હશે. આ ઉચ્ચ વર્ગની મહિલાઓની સામે તે તેના પ્રિય નવયુવાનને પ્રસ્તુત કરે છે તથા તેનું યૌવનરૂપ દેખાડીને તેમને મનાવવાનો પ્રયાસ કરે છે કે આવા રૂપાળા યુવાન ઉપર મોહી ન પડત તો શું કરત. બીજું, આ મોટા ઘરની વહુ-દીકરીઓ પોતે પણ તેમના કૃત્ય વડે જાણે કે આ વાતને સમર્થન આપે છે કે હકીકતમાં આમાંથી દરેક આવી પરિસ્થિતિમાં આ જ કરત જે અમલદારની પત્નીએ કર્યું હતું. બીજું, આ ઉચ્ચ ખાનદાની મહિલાઓની આ સભામાં માનનીય યજમાનને જાહેરમાં પોતાનો મક્કમ ઈરાદો જાહેર કરવામાં સહેજ પણ સંકોચ અને શરમ આવતી નથી કે જો તેનો રૂપાળો ગુલામ તેની જાતીય ઈચ્છાનું રમકડું બનવા માટે રાજી નહીં

السِّجْنُ اَحَبُّ اِلَیَّ مِمَّا یَدْعُوْنَنِیْۤ اِلَیْهِ ۚ وَ اِلَّا تَصْرِفْ عَنِّیْ كَیْدَهُنَّ اَصْبُ اِلَیْهِنَّ وَ اَكُنْ مِّنَ الْجٰهِلِیْنَ ﴿۳۳﴾ فَاسْتَجَابَ

**હું એ કામ કરૂં જે આ લોકો મારી પાસે કરાવવા માગે છે તેના કરતાં કારવાસ મને મંજૂર છે. અને જો તેં તેમની ચાલોને મારાથી દૂર ન કરી તો હું તેમની જાળમાં ફંસાઈ જઈશ અને અજ્ઞાન લોકોમાં સામેલ થઈ જઈશ.''[૨૮] —— તેના માલિકે**

થાય તો તે તેને જેલમાં ધકેલી દેશે. આ બધું દર્શાવે છે કે યુરોપ અને અમેરિકા તથા તેના પૂર્વીય સાગરીતો જે આજે સ્ત્રી સ્વાતંત્ર્ય અને સ્વચ્છંદતાને ૨૦મી સદીની પ્રગતિનો ચમત્કાર માની રહ્યાં છે, આ કોઈ નવી વસ્તુ નથી, ખૂબ જૂની વસ્તુ છે. રોમન રાજાથી દકયાનૂસ સદીઓ પહેલાં મિસ્રમાં આ વસ્તુ એવા જ ભવ્ય સ્વરૂપે મોજૂદ હતી જેવી રીતે આજે આ ''આધુનિક યુગમાં'' જોવા મળે છે.

(૨૮) આ આયતો આપણી સમક્ષ એ સ્થિતિનું એક અજીબ ચિત્ર રજૂ કરે છે જેમાં એ વખતે યૂસુફ અ.સ. મૂકાયેલા હતાં. ૧૯-૨૦ વર્ષનો રૂપાળો યુવક છે જે ગામઠી જીવનમાંથી શ્રેષ્ઠ સ્વાસ્થ્ય અને ભરપૂર યૌવન લઈને આવ્યો છે. ગરીબી, દેશ-નિકાલ અને બળજબરીપૂર્વકની ગુલામીના તબક્કાઓમાંથી પસાર થયા પછી નસીબ તેને દુનિયાના સૌથી મોટા સુસંસ્કૃત સામ્રાજયના પાટનગરમાં એક મોટા ઉમરાવને ત્યાં લઈ આવ્યું છે. અહીં પહેલાં તો એ ઘરની બેગમ જ તેની પાછળ પડી જાય છે જેની સાથે તેને રાત-દિવસનો પનારો પડેલો છે. પછી તેના રૂપની ચર્ચા આખા પાટનગરમાં ફેલાઈ જાય છે અને આખાય નગરના અમીર ઘરાનાની મહિલાઓ તેની ઉપર આશક થઈ જાય છે. હવે એક તરફ તે છે અને બીજી તરફ સેંકડો સુંદર જાળો પથરાયેલી છે જે દરેક ક્ષણે, દરેક જગ્યાએ, તેને ફંસાવવા માટે ગોઠવાયેલી છે. દરેક પ્રકારની યુકિતઓ તેની લાગણીઓને ઉશ્કેરવા માટે અને તેના સંયમને તોડવા માટે અપનાવવામાં આવી રહી છે. તે જયાં જાય છે ત્યાં આ જ જુએ છે કે ગુનો તેના તમામ આકર્ષણો તથા પ્રલોભનો સાથે દ્વાર ઉઘાડીને તેની રાહ જોઈ રહ્યો છે. કોઈ એવો હોય છે જે ગુનાની તક શોધતો હોય છે, જયારે અહીં ખુદ તકો તેને શોધી રહી છે અને ટાંપીને બેઠી છે કે જયારે પણ તેના દિલમાં બૂરાઈની તરફ સહેજ પણ વલણ પેદા થાય ત્યારે તરત જ તેઓ પોતાની જાતને તેની સામે રજૂ કરી દે. રાત-દિવસ, ૨૪ કલાક, તે આવા જોખમમાં વિતાવી રહ્યો છે કે કયારેય જો એક ક્ષણ માટે પણ તેના મક્કમ ઈરાદામાં ઢીલ આવી જાય તો તે ગુનાના એ અસંખ્ય દરવાજાઓમાંથી કોઈમાં પણ દાખલ થઈ શકે છે જે તેની પ્રતીક્ષામાં ખુલ્લાં છે. આવી હાલતમાં આ ખુદાપરસ્ત નવયુવાન જે સફળતા સાથે આ શેતાની ઉશ્કેરણીઓનો મુકાબલો કરે છે તે પોતે કંઈ ઓછા વખાણને લાયક નથી. પરંતુ મન ઉપર અંકુશની આ આશ્ચર્યજનક પરાકાષ્ઠા ઉપર મનની ઓળખ તથા વિચારોની શુદ્ધતાની વધારાની પરાકાષ્ઠા આ છે કે તેના દિલમાં કયારેય આ અભિમાની વિચાર આવતો નથી કે વાહ! હું કેવો છું, મારું ચારિત્ર્ય કેવું મજબૂત છે કે આવી આવી રૂપાળી અને યુવાન સ્ત્રીઓ મારી આશક છે અને છતાં મારા પગ લપસતાં નથી. આના બદલે તે પોતાની માનવસહજ નબળાઈઓનો વિચાર કરીને ધ્રુજી ઊઠે છે અને ખૂબ જ આજીજીપૂર્વક ખુદાની પાસે પ્રાર્થના કરે છે કે હે માલિક, હું એક કમજોર માણસ છું, મારી એટલી શકિત કયાં કે આ અમર્યાદ ઉશ્કેરણીઓનો મુકાબલો કરી શકું, તું મને સહારો આપ અને મને બચાવી લે, હું ડરું છું કે કયાંક મારો પગ લપસી ન પડે! હકીકતમાં આ હઝરત યૂસુફ અ.સ.ની નૈતિક તાલીમનો

لَهٗ رَبُّهٗ فَصَرَفَ عَنْهُ كَيْدَهُنَّ ۭ اِنَّهٗ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ۝۳۴
ثُمَّ بَدَا لَهُمْ مِّنْۢ بَعْدِ مَا رَاَوُا الْاٰيٰتِ لَيَسْجُنُنَّهٗ حَتّٰى حِيْنٍ ۝۳۵



**તેની દુઆ કબૂલ કરી અને તે સ્ત્રીઓની ચાલો તેનાથી દૂર કરી દીધી,[૨૯] નિઃશંક તે જ છે જે સૌનું સાંભળે છે અને બધું જ જાણે છે.**

**પછી એ લોકોને આ વિચાર આવ્યો કે એક મુદત સુધી તેને કેદ કરી દે જો કે તેઓ (તેના ચારિત્ર્યવાન હોવાની અને ખુદ તેમની સ્ત્રીઓની ખરાબ ચાલચલગતની) સ્પષ્ટ નિશાનીઓ જોઈ ગયેલા હતાં.[૩૦] (રુકૂઅ ૪)**

સૌથી મહત્ત્વનો અને સૌથી નાજુક તબક્કો હતો. પ્રમાણિકતા, અમાનતદારી, ચારિત્ર્યશીલતા, સત્યની ઓળખ, સાચું આચરણ, શિસ્ત અને માનસિક સંતુલનના અસાધારણ ગુણો જે તેમની અંદર છુપાયેલા હતાં, અને જેનાથી પોતે પણ અજાણ હતાં, એ બધાં જ આ ભારે અજમાયશના સમયમાં ઉપસી આવ્યાં, પૂરી તાકાતની સાથે કામ કરવા લાગ્યાં અને તેમને પોતાને પણ ખબર પડી ગઈ કે તેમની અંદર કયા કયા ગુણો રહેલાં છે અને તેઓ તેમની પાસેથી શું કામ લઈ શકે છે.

(૨૯) દૂર કરવો આ અર્થમાં છે કે યૂસુફ઼ અ.સ.ના સદાચારી ચારિત્ર્યને એવી મજબૂતાઈ આપી દેવામાં આવી કે જેની સામે એ સ્ત્રીઓની બધી જ યુક્તિઓ નિષ્ફળ થઈ ગઈ. આ ઉપરાંત, આમાં આ અર્થ પણ છે કે ખુદાની મરજીએ જેલનો દરવાજો તેમના માટે ખોલાવી દીધો.

(૩૦) આવી રીતે હઝરત યૂસુફ઼ અ.સ.નું જેલમાં જવું હકીકતમાં તેમના નૈતિક વિજયનો તથા મિસ્રના સમસ્ત અમીર-ઉમરાવો વર્ગની નૈતિક હારની પૂર્ણતા તથા જાહેરાત હતી. હવે હઝરત યૂસુફ઼ અ.સ. કોઈ અજાણ્યાં અને ગુમનામ માણસ રહ્યા ન હતાં. સમગ્ર દેશમાં અને ઓછામાં ઓછું પાટનગરમાં તો દરેક જણ, પછી તે સામાન્ય માણસ હોય કે વિશિષ્ટ, બધાં જ તેમનાથી વાકેફ઼ થઈ ગયેલા હતાં. જે માણસના મોહક વ્યક્તિત્ત્વ ઉપર એક-બે નહીં પરંતુ મોટાભાગના ઉચ્ચ ઘરાનાની મહિલાઓ મોહિત હોય અને જેના રૂપના આકર્ષણથી તેમને તેમના ઘરબાર બગડતાં જોઈને મિસ્રના અમલદારોએ તેમની સલામતી આમાં જ જોઈ કે તેને જેલમાં નાખી દે, દેખીતું છે કે આવો માણસ છૂપો રહી શકે નહીં. ચોક્કસ ઘરેઘર તેના નામની ચર્ચા ફેલાઈ ગઈ હશે અને સામાન્ય રીતે લોકો એ પણ જાણી ગયાં હશે કે આ માણસ કેવી ઉચ્ચ, મક્કમ અને પવિત્ર નૈતિકતા ધરાવતો માણસ છે અને આ પણ જાણી ગયાં હશે કે આ માણસને જેલમાં તેના કોઈ અપરાધના કારણે મોકલવામાં આવેલો નથી પરંતુ એટલા માટે મોકલવામાં આવ્યો છે કે ઉમરાવોને પોતાની પત્નીઓને કાબૂમાં રાખવા કરતાં આ નિર્દોષ માણસને જેલમાં મોકલી દેવાનું વધુ સહેલું લાગતું હતું.

આના ઉપરથી આ પણ જણાયું કે કોઈ પણ માણસને ન્યાયની શરતો પ્રમાણે અદાલતમાં અપરાધી પુરવાર કર્યા વિના આમ જ પકડીને જેલમાં મોકલી દેવો, બેઈમાન શાસકોની જૂની પ્રણાલિકા છે. આ મામલામાં પણ આજના શેતાનો ચાર હજાર વર્ષ પહેલાંના શેતાનો કરતાં વધારે અલગ નથી, ફ઼રક જો છે તો માત્ર આટલો જ કે તેઓ ''લોકશાહી''નું નામ લેતા ન હતાં અને આ લોકો તેમના આ કરતૂકોની સાથે આ નામ પણ લે છે. તેઓ

وَدَخَلَ مَعَهُ السِّجْنَ فَتَيٰنِ ؕ قَالَ اَحَدُهُمَاۤ اِنِّیۡۤ اَرٰىنِیۡۤ اَعۡصِرُ
خَمۡرًا ۚ وَقَالَ الۡاٰخَرُ اِنِّیۡۤ اَرٰىنِیۡۤ اَحۡمِلُ فَوۡقَ رَاۡسِیۡ خُبۡزًا تَاۡکُلُ
الطَّیۡرُ مِنۡهُ ؕ نَبِّئۡنَا بِتَاۡوِیۡلِهٖ ۚ اِنَّا نَرٰىكَ مِنَ الۡمُحۡسِنِیۡنَ ﴿۳۶﴾ قَالَ

**કેદખાનામાં[31] બે ગુલામ બીજાં પણ તેની સાથે દાખલ થયાં.[32] એક દિવસે તેમનામાંથી એકે તેને કહ્યું "મેં સ્વપ્નમાં જોયું છે કે હું દારૂ ગાળી રહ્યો છું." બીજાએ કહ્યું "મેં જાયું કે મારા માથા ઉપર રોટલાં રાખ્યાં છે અને પક્ષીઓ તેને ખાઈ રહ્યાં છે." બન્નેએ કહ્યું "અમને આનો ફલાદેશ જણાવો, અમે જોઈ રહ્યાં છીએ કે તમે એક નેક માણસ છો."[33] યૂસુફે કહ્યુંઃ**

કાનૂન વિના તેમની ગેરકાનૂની હરકતો કરતા હતાં, અને આ લોકો કોઈ પણ અનુચિત જુલમ માટે પહેલાં એક "કાનૂન" બનાવી લે છે. તેઓ ખુલ્લંખુલ્લા તેમના સ્વાર્થ માટે લોકો ઉપર જુલમ કરતા હતાં, અને આ જેની ઉપર જુલમ કરે છે તેના વિષે દુનિયાને આ વિશ્વાસ અપાવવાનો પ્રયાસ કરે છે કે તેનાથી તેમને જ નહીં બલકે સમગ્ર દેશ અને કોમને ખતરો હતો. બીજા શબ્દોમાં તેઓ તો ફકત જુલમી હતાં. આ આની સાથે જુઠ્ઠાં અને બેશરમ પણ છે.

(૩૧) લગભગ એ વખતે કે જયારે હઝરત યૂસુફ અ.સ.ને કેદ કરવામાં આવ્યા હતાં ત્યારે તેમની ઉંમર ૨૧ વર્ષથી વધારે નહીં હોય. તલમૂદમાં જણાવવામાં આવ્યું છે કે જેલમાંથી છૂટીને જયારે તેઓ મિસ્રના શાસક થયાં ત્યારે તેમની ઉંમર ૩૦ વર્ષ હતી અને કુર્આન કહે છે કે કેદખાનામાં તેઓ بِضۡعَ سِنِیۡنَ એટલે કે ઘણાં વર્ષ રહ્યાં. بِضۡعَ શબ્દ અરબી ભાષામાં ૧૦ સુધીના આંકડા માટે વપરાય છે.

(૩૨) આ બે ગુલામો જે કેદખાનામાં હઝરત યૂસુફ અ.સ.ની સાથે દાખલ થયા હતાં તેમના વિષે બાઈબલમાં જણાવવામાં આવ્યું છે કે તેમાંથી એક મિસ્રના રાજાને દારૂ પીરસનારાઓનો વડો હતો અને બીજો શાહી ભઠિયારાઓનો વડો હતો. તલમૂદ જણાવે છે કે આ બન્નેને મિસ્રના રાજાએ એ કસૂર બદલ જેલમાં મોકલ્યા હતાં કે એક મિજબાનીના અવસરે રોટલીઓમાં કાંકરી મળી હતી અને દારૂના એક પ્યાલામાં માખી નીકળી હતી.

(૩૩) આના ઉપરથી અનુમાન કરી શકાય છે કે કેદખાનામાં હઝરત યૂસુફ અ.સ.ને કઈ દૃષ્ટિથી જોવામાં આવતા હતાં. ઉપર જે ઘટનાઓનો ઉલ્લેખ આવી ગયો છે તેમને નજર સમક્ષ રાખવાથી આ વાત નવાઈ જનક રહેતી નથી કે આ બન્ને કેદીઓએ શા માટે હઝરત યૂસુફ અ.સ.ને જ પોતાના સ્વપ્નાઓનો ફલાદેશ પૂછયો અને તેમની સેવામાં શ્રદ્ધાંજલી શા માટે પ્રસ્તુત કરી કે اِنَّا نَرٰىكَ مِنَ الۡمُحۡسِنِیۡنَ જેલની અંદર તેમજ બહાર બધાં જ લોકો જાણતા હતાં કે આ માણસ કોઈ અપરાધી નથી પરંતુ એક ખૂબ જ નેકદિલ ઈન્સાન છે, ભારે અજમાયશોમાં પોતાના સંયમનો પુરાવો આપી ચુકયો છે, આજે સમગ્ર દેશમાં આના કરતાં વધારે નેક માણસ કોઈ નથી, એટલે સુધી કે દેશના ધાર્મિક આગેવાનોમાં પણ તેનો દાખલો જોવા મળતો નથી. આ જ કારણ હતું કે માત્ર કેદીઓ જ નહીં બલકે જેલના જેલર અને કર્મચારીઓ સુદ્ધાં તેમની ઉપર શ્રદ્ધા ધરાવતા હતાં. એટલા માટે

لَا يَاْتِيْكُمَا طَعَامٌ تُرْزَقٰنِهٖۤ اِلَّا نَبَّاْتُكُمَا بِتَاْوِيْلِهٖ قَبْلَ اَنْ
يَّاْتِيَكُمَا ؕ ذٰلِكُمَا مِمَّا عَلَّمَنِيْ رَبِّيْ ؕ اِنِّيْ تَرَكْتُ مِلَّةَ قَوْمٍ لَّا
يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَهُمْ بِالْاٰخِرَةِ هُمْ كٰفِرُوْنَ ﴿۳۷﴾ وَاتَّبَعْتُ مِلَّةَ
اٰبَآءِيْۤ اِبْرٰهِيْمَ وَاِسْحٰقَ وَيَعْقُوْبَ ؕ مَا كَانَ لَنَاۤ اَنْ نُّشْرِكَ بِاللّٰهِ
مِنْ شَيْءٍ ؕ ذٰلِكَ مِنْ فَضْلِ اللّٰهِ عَلَيْنَا وَعَلَى النَّاسِ وَلٰكِنَّ
اَكْثَرَ النَّاسِ لَا يَشْكُرُوْنَ ﴿۳۸﴾ يٰصَاحِبَيِ السِّجْنِ ءَاَرْبَابٌ
مُّتَفَرِّقُوْنَ خَيْرٌ اَمِ اللّٰهُ الْوَاحِدُ الْقَهَّارُ ﴿۳۹﴾ؕ مَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِهٖۤ
اِلَّاۤ اَسْمَآءً سَمَّيْتُمُوْهَاۤ اَنْتُمْ وَاٰبَآؤُكُمْ مَّاۤ اَنْزَلَ اللّٰهُ بِهَا

**“અહીં જે ભોજન તમને મળતું હોય છે તેના આવતા પહેલાં હું તમને આ સ્વપ્નાઓનો ફલાદેશ જણાવી દઈશ. આ વિદ્યા એ વિદ્યાઓમાંથી છે જે મારા માલિકે મને એનાયત કરેલી છે. હકીકતમાં મેં એ લોકોનો માર્ગ છોડીને જે અલ્લાહ ઉપર ઈમાન લાવતાં નથી અને આખિરતનો ઈનકાર કરે છે, મારા વડવાઓ ઈબ્રાહીમ, ઈસ્હાક અને યાકૂબનો માર્ગ અપનાવ્યો છે. આપણું આ કામ નથી કે અલ્લાહની સાથે કોઈને ભાગીદાર ઠેરવીએ. હકીકતમાં આ અલ્લાહની મહેરબાની છે આપણી ઉપર અને તમામ મનુષ્યો ઉપર (કે તેણે આપણને તેના સિવાય કોઈના બંદા બનાવ્યાં નથી) પરંતુ મોટાભાગના લોકો આભાર માનતાં નથી. હે કેદખાનાના સાથીઓ, તમે પોતે જ વિચારો કે અનેક અલગ અલગ માલિકો સારાં છે કે તે એક અલ્લાહ જે સૌની ઉપર વર્ચસ્વ ધરાવે છે ? તેને છોડીને તમે જેમની બંદગી કરી રહ્યાં છો તે આના સિવાય કંઈ નથી કે ફકત કેટલાક નામો છે જે તમે અને તમારા બાપદાદાઓએ રાખી લીધેલાં છે, અલ્લાહે તેમના માટે કોઈ સનંદ**

બાઈબલમાં છે કે “જેલના જેલરે કેદ પકડાયેલા તમામ કેદીઓને યૂસુફને સોંપી દીધાં અને તેઓ જે કરતાં તેના જ હુકમથી કરતા હતાં, અને જેલનો જેલર બધાં જ કામોને જે તેના હાથમાં હતાં, છોડીને નિશ્ચિંત થઈ ગયો હતો.” (ઉત્પત્તિ ૩૯:૨૨ અને ૨૩)

مِنْ سُلْطٰنٍ ؕ اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ ؕ اَمَرَ اَلَّا تَعْبُدُوْۤا اِلَّاۤ اِيَّاهُ ؕ ذٰلِكَ
الدِّيْنُ الْقَيِّمُ وَ لٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿۴۰﴾ يٰصَاحِبَيِ
السِّجْنِ اَمَّاۤ اَحَدُكُمَا فَيَسْقِيْ رَبَّهٗ خَمْرًا ۚ وَ اَمَّا الْاٰخَرُ فَيُصْلَبُ
فَتَاْكُلُ الطَّيْرُ مِنْ رَّاْسِهٖ ؕ قُضِيَ الْاَمْرُ الَّذِيْ فِيْهِ تَسْتَفْتِيٰنِ ﴿۴۱﴾ؕ

**ઊતારી નથી. શાસન કરવાની સત્તા અલ્લાહ સિવાય કોઈના માટે નથી. તેનો હુકમ છે કે ખુદ તેના સિવાય તમે કોઈની બંદગી ન કરો. આ જ બિલકુલ સીધી જીવન પદ્ધતિ છે, પરંતુ મોટાભાગના લોકો જાણતાં નથી. હે જેલના સાથીઓ, તમારા સ્વપ્નનો ફલાદેશ આ છે કે તમારામાંથી એક તો તેના માલિક (મિસ્રના રાજા)ને શરાબ પીરસશે, રહ્યો બીજો તો તેને શૂળીએ ચઢાવવામાં આવશે અને પક્ષીઓ તેનું માથું ચાંચો મારી મારીને ખાશે. ફેંસલો થઈ ગયો એ વાતનો જે તમે પૂછી રહ્યા હતાં.''[૩૪]**

(૩૪) આ પ્રવચન જે આ સમગ્ર કિસ્સાનું હાર્દ છે, અને ખુદ કુર્આનમાં પણ તૌહીદના ઉત્તમ પ્રવચનોમાંથી એક છે, બાઈબલ અને તલમૂદમાં કયાંય આની તરફ કોઈ ઈશારો જોવા મળતો નથી. તેઓ હઝરત યૂસુફ અ.સ.ને માત્ર એક બુદ્ધિશાળી અને સંયમી માણસની હેસિયતથી રજૂ કરે છે, પરંતુ કુર્આન તેમના ચારિત્ર્યના આ પાસાંને પણ બાઈબલ અને તલમૂદની સરખામણીમાં ખૂબ સારી રીતે રજૂ કરે છે. એટલું જ નહીં બલકે વધુમાં આ પણ જણાવે છે કે હઝરત યૂસુફ અ.સ. તેમનું એક પયગમ્બરીનું મિશન પણ ધરાવતા હતાં અને તેના ફેલાવવાનું કામ તેમણે જેલમાં જ શરૂ કરી દીધું હતું.

આ પ્રવચન કોઈ સામાન્ય પ્રવચન નથી જેને વાંચીને આગળ નીકળી જવાય. આના અનેક એવા પાસાં છે કે જેની ઉપર ધ્યાન આપવાની તથા વિચાર કરવાની જરૂર છેઃ

(૧) આ પહેલો પ્રસંગ છે જયારે હઝરત યૂસુફ અ.સ. આપણને સત્યદીનનો પ્રસાર કરતાં દેખાય છે આની પહેલાં તેમના જીવનવૃતાંતના જે પ્રકરણ કુર્આને રજૂ કર્યાં છે તેમાં માત્ર ઉત્તમ નીતિમત્તાના વિવિધ ગુણો અલગ અલગ તબક્કાએ ઉપસતા રહ્યાં છે પરંતુ દીન ફેલાવવાનો કોઈ ઈશારો ત્યાં જોવા મળતો નથી. આના ઉપરથી સાબિત થાય છે કે અગાઉના તબક્કાઓ માત્ર તૈયારી અને તાલીમ ના હતાં. નબૂવ્વતનું કામ અલમી રીતે આ કેદખાનાના તબક્કામાં તેમને સોંપવામાં આવ્યું છે અને નબીની હેસિયતથી આ તેમનું પહેલું સંદેશ આપતું પ્રવચન છે.

(૨) આ પણ પહેલો જ પ્રસંગ છે કે તેમણે લોકોની સામે પોતાનું અસલ રૂપ જાહેર કર્યું. આની પહેલાં આપણે જોઈ ગયાં છીએ કે તેઓ ખૂબ જ ધૈર્ય સાથે એ દરેક સ્થિતિને સ્વીકારતા રહ્યાં જે તેમની સામે આવી. જયારે કાફલાના લોકોએ તેમને પકડીને ગુલામ બનાવ્યાં, જયારે તેમને મિસ્ર લાવવામાં આવ્યાં, જયારે તેમને મિસ્રના અમલદારને વેચી દેવામાં આવ્યાં, જયારે તેમને જેલમાં નાખવામાં આવ્યાં, આમાંથી કોઈ પણ પ્રસંગે

તેમણે આ જતાવ્યું નહીં કે હું ઇબ્રાહીમ અને ઇસ્હાક અ.સ.નો પૌત્ર તથા યાકૂબ અ.સ.નો પુત્ર છું. તેમના બાપદાદા કોઈ અજાણ્યા માણસો ન હતાં. કાફલાના લોકો મદ્‌યનવાળા હોય કે ઇસ્માઈલી, બન્ને તેમના કુટુંબો સાથે સંબંધ ધરાવનારા જ હતાં. મિસ્રવાસીઓ કમસેકમ હઝરત ઇબ્રાહીમ અ.સ.થી અજાણ ન હતાં (બલકે હઝરત યૂસુફ અ.સ. જે રીતે તેમનો અને હઝરત યાકૂબ અ.સ. અને ઇસ્હાક અ.સ.નો ઉલ્લેખ કરી રહ્યાં છે તેના ઉપરથી ખ્યાલ આવે છે કે આ ત્રણેય મહાનુભાવોની ખ્યાતિ મિસ્રમાં પહોંચેલી હતી.) પરંતુ હઝરત યૂસુફ અ.સ.એ કયારેય બાપદાદાનું નામ લઈને એ પરિસ્થિતિમાંથી પોતાની જાતને બહાર કાઢવાનો પ્રયત્ન ન કર્યો જેમાં તેઓ પાછલા ચાર-પાંચ વર્ષથી ઘેરાયેલા હતાં. કદાચ તેઓ પોતે પણ સારી રીતે સમજતા હતાં કે અલ્લાહતઆલા જે કંઈ તેમને બનાવવા માગે છે, તેમના માટે આ સંજોગોમાંથી પસાર થવાનું જરૂરી છે. પરંતુ હવે તેમણે ફકત પોતાના સંદેશ અને પ્રસાર માટે આ હકીકત ઉપરથી પડદો હટાવી દીધો કે હું કોઈ અનોખો અને નિરાળો દીન રજૂ નથી કરી રહ્યો પરંતુ મારો સંબંધ તૌહીદના સંદેશના એ વિશ્વવ્યાપી આંદોલન સાથે છે જેના આગેવાનો ઇબ્રાહીમ, ઇસ્હાક અને યાકૂબ અ.સ. છે. આ કરવું એટલા માટે જરૂરી હતું કે સત્ય નિમંત્રક કયારેય આ દાવા સાથે આવતો નથી કે તે એક નવી વસ્તુ રજૂ કરી રહ્યો છે જે તેની પહેલાં કોઈને દેખાઈ ન હતી બલકે પહેલા જ પગલે આ વાત ખોલી નાખે છે કે હું એ આદિ અને શાશ્વત સત્યની તરફ બોલાવી રહ્યો છું જે હંમેશથી બધાં જ સત્યવાદીઓ રજૂ કરતા આવ્યાં છે.

(૩) બીજું, હઝરત યૂસુફ અ.સ.એ જેવી રીતે પોતાના સંદેશના પ્રસાર માટે તક શોધી કાઢી આમાં આપણને સંદેશ પ્રસારના વ્યૂહ અંગે એક મહત્ત્વનો પાઠ શીખવા મળે છે. બે માણસો પોતાના સ્વપ્નાં વર્ણવે છે અને પોતાની શ્રદ્ધા દર્શાવીને તેનો ફલાદેશ પૂછે છે. જવાબમાં તેઓ કહે છે કે ફલાદેશ તો હું તમને જરૂર જણાવીશ પરંતુ પહેલાં આટલું સાંભળી લો કે આ જ્ઞાનનો મૂળ સ્રોત શું છે જેના આધારે હું તમને ફલાદેશ બતાવું છું. આમ, તેમની વાતમાંથી પોતાની વાત કહેવાની તક શોધી કાઢીને તેઓ તેમની સામે તેમનો દીન રજૂ કરવાનું શરૂ કરી દે છે. આમાંથી એ શીખવા મળે છે કે હકીકતમાં જે કોઈ માણસના દિલમાં સત્ય ફેલાવવાની લગન લાગેલી હોય, અને તે ડહાપણ પણ ધરાવતો હોય, તો કેવી સુંદર રીતે તે વાતચીતની દિશા પોતાના સંદેશની તરફ વાળી શકે છે. જેને સંદેશ ફેલાવવાની લગન લાગી ન હોય તેની સામે એક પછી એક તકો આવે ત્યારે તેને કયારેય એવું લાગતું નથી કે પોતાની વાત કહેવાની આ એક સુંદર તક છે. પરંતુ એ માણસ કે જેને આની લગન લાગેલી હોય છે તે તક શોધતો રહે છે અને તક મળતાં જ પોતાનું કામ શરૂ કરી દે છે. અલબત્ત, ઘણો ફરક છે એક ડહાપણ ધરાવતા માણસ દ્વારા તક ઝડપવામાં અને એક મૂર્ખ પ્રચારકના બેહૂદા પ્રચારમાં જે સંજોગોને ધ્યાનમાં લીધા વિના લોકોના કાનમાં બળજબરીપૂર્વક પોતાનો સંદેશ ઠસાવવાનો પ્રયાસ કરે છે અને પછી પોતાના અવ્યવહારૂપણા અને ઝઘડાખોરવૃત્તિ વડે ઊલટાના તેમને નફરત કરનારાં બનાવી દે છે.

(૪) આના ઉપરથી આ પણ જાણી શકાય છે કે લોકોની સામે દીનનો સંદેશ રજૂ કરવાની સાચી પદ્ધતિ કઈ છે. હઝરત યૂસુફ અ.સ.એ વાત શરૂ કરતાં જ દીનના વિગતવાર સિદ્ધાંતો અને નિયમો રજૂ કરવા માંડ્યાં નહીં પરંતુ તેમની સામે દીનના એ પ્રારંભિક બિંદુને તેઓ રજૂ કરે છે જયાંથી સત્યવાદીનો માર્ગ અસત્યવાદીના માર્ગથી અલગ થાય છે, એટલે કે તૌહીદ અને શિર્ક વચ્ચેનો ભેદ. ત્યાર પછી તેઓ આ ભેદને ખૂબ તાર્કિક રીતે સ્પષ્ટ કરે છે કે જેથી સામાન્ય સમજ ધરાવનાર કોઈ પણ માણસ તેને અનુભવ્યા વગર રહી શકતો નથી. ખાસ કરીને જે લોકો તે વખતે તેમની વાત સાંભળી રહ્યા હતાં તેમના દિલ અને દિમાગમાં તો તીરની જેમ આ વાત ઊતરી ગઈ હશે કેમ કે તેઓ નોકરી કરતા સેવકો હતાં અને તેમના દિલના ઊંડાણોમાં આ વાતને ખૂબ જ સારી




وَقَالَ لِلَّذِي ظَنَّ أَنَّهُ نَاجٍ مِّنْهُمَا اذْكُرْنِي عِندَ رَبِّكَ فَأَنسَاهُ الشَّيْطَانُ ذِكْرَ رَبِّهِ فَلَبِثَ فِي السِّجْنِ بِضْعَ سِنِينَ ﴿٤٢﴾

**પછી તેમનામાંથી જેના વિષે અનુમાન હતું કે છૂટી જશે તેને યૂસુફે કહ્યું ''તારા માલિક (મિસ્રના રાજા) સમક્ષ મારો ઉલ્લેખ કરજે.'' પરંતુ શેતાને તેને એવો ગફલતમાં નાખ્યો કે તે તેના માલિક (મિસ્રના રાજા) સમક્ષ તેનો ઉલ્લેખ કરવાનું ભૂલી ગયો અને યૂસુફ ઘણાં વરસ સુધી જેલમાં પડ્યો રહ્યો.[૩૫] (રુકૂઅ ૫)**

રીતે સમજી શકતા હતાં કે એક માલિકનો નોકર હોવું સારૂં છે કે અનેક માલિકોના, તેમજ આખા જગતના માલિકની બંદગી સારી છે કે બંદાઓની બંદગી. બીજું, તેઓ આ પણ નથી કહેતાં કે તમે તમારો ધર્મ છોડી દો અને મારા ધર્મમાં આવી જાઓ, પરંતુ એક અનોખી શૈલીમાં તેમને કહે છે કે જુઓ, અલ્લાહની કેટલી મોટી કૃપા છે કે તેણે આપણને તેના સિવાય કોઈના બંદા બનાવ્યાં નથી પરંતુ લોકો તેનો આભાર માનતાં નથી અને બિનજરૂરી રીતે જાતે જ પોતાના રબ (માલિકો)ઉપજાવી કાઢે છે અને તેમની બંદગી કરે છે. બીજું, તેઓ તેમના શ્રોતાઓના ધર્મ ઉપર ટિપ્પણી પણ કરે છે પરંતુ ખૂબ જ તાર્કિક રીતે અને લેશમાત્ર લાગણી દુભાવ્યા વિના માત્ર એટલું જ કહીને સંતોષ માને છે કે આ આરાધ્ય દેવો કે જેમાંથી કોઈને તમે અન્નદાતા, કોઈને કૃપાઓનો માલિક, કોઈને ધરતીનો સ્વામી અને કોઈને લક્ષ્મીનો સ્વામી અથવા કોઈને સ્વાસ્થ્ય અને રોગોનો અખત્યાર ધરાવનાર દેવ કહો છો, આ બધાં અમસ્તાં નામો જ છે. આ નામોની પાછળ કોઈ વાસ્તવિક અન્નદાતાપણું અને ખુદાઈ, સ્વામિત્વ અને માલિકીપણું નથી. સાચો માલિક અલ્લાહતઆલા છે જેને તમે પણ સૃષ્ટિનો સર્જનહાર અને માલિક માનો છો, તથા તેણે આંમાંથી કોઈના માટે પણ ખુદાઈ અને પૂજનીયતાની કોઈ સનંદ ઊતારી નથી. તેણે તો શાસનના તમામ અધિકાર અને સત્તાઓ પોતાના માટે જ અનામત રાખ્યાં છે અને તેનો આદેશ છે કે તમે તેના સિવાય બીજા કોઈની પૂજા ન કરો.

(૫) આના ઉપરથી આ પણ અનુમાન કરી શકાય છે કે હઝરત યૂસુફ અ.સ.એ કેદખાનાના જીવનના આ ૮-૧૦ વર્ષ કેવી રીતે પસાર કર્યાં હશે. લોકો માને છે કે કુર્આનમાં માત્ર એક જ જગ્યાએ ઉપદેશ આપવાનો ઉલ્લેખ આવતો હોવાથી તેમણે ફકત એક જ વખત દીનના સંદેશની વાત ઉચ્ચારી હતી. પરંતુ પહેલાં તો એક પયગમ્બર માટે આ અનુમાન કરવું તે જ એક ભારે ખોટું અનુમાન છે કે તે પોતાના મૂળ કામથી ગાફેલ હશે. બીજું, જે માણસ સંદેશ ફેલાવવાની ધુનમાં એટલો બધો રચ્યો-પચ્યો હતો કે જયારે બે માણસો ફલાદેશ જાણવા માટે આવે છે ત્યારે તે એ તકનો લાભ લઈને દીનનો પ્રસાર શરૂ કરી દે છે તેના માટે આ અનુમાન કેવી રીતે કરી શકાય કે તેણે કેદખાનાના આ થોડા વર્ષો મૌન રહીને જ પસાર કરી દીધાં હશે.

(૩૫) કેટલાક તફસીરકર્તાઓએ આ જગ્યાની આવી તફસીર કરી છે કે ''શેતાને હઝરત યૂસુફ અ.સ.ને તેમના રબ (એટલે કે અલ્લાહતઆલા) ની યાદથી ગાફેલ કરી દીધાં અને તેમણે એક મનુષ્ય પાસેથી એવું ઈચ્છયું કે તે તેના રબ (એટલે કે મિસ્રના રાજા) પાસે તેમનો ઉલ્લેખ કરીને તેમની મુક્તિ માટે પ્રયત્ન કરે, એટલા માટે અલ્લાહતઆલાએ તેમને આ સજા આપી કે તેઓ ઘણાં વર્ષો સુધી જેલમાં પડ્યા રહ્યાં'' હકીકતમાં

وَقَالَ الْمَلِكُ إِنِّيٓ أَرٰى سَبْعَ بَقَرٰتٍ سِمَانٍ يَّأْكُلُهُنَّ سَبْعٌ عِجَافٌ
وَّسَبْعَ سُنۢبُلٰتٍ خُضْرٍ وَّأُخَرَ يٰبِسٰتٍ ؕ يٰٓأَيُّهَا الْمَلَأُ أَفْتُوْنِيْ فِيْ
رُءْيَايَ إِنْ كُنْتُمْ لِلرُّءْيَا تَعْبُرُوْنَ ﴿٤٣﴾ قَالُوْٓا أَضْغٰثُ أَحْلَامٍ ۚ
وَمَا نَحْنُ بِتَأْوِيْلِ الْأَحْلَامِ بِعٰلِمِيْنَ ﴿٤٤﴾ وَقَالَ الَّذِيْ نَجَا مِنْهُمَا
وَادَّكَرَ بَعْدَ أُمَّةٍ أَنَا أُنَبِّئُكُمْ بِتَأْوِيْلِهٖ فَأَرْسِلُوْنِ ﴿٤٥﴾

---

**એક દિવસે[૩૬] રાજાએ કહ્યું ‘‘મેં સ્વપ્નમાં જોયું છે કે સાત જાડી ગાયો છે જેમને સાત દુબળી ગાયો ખાઈ રહી છે અને અનાજના સાત ડૂંડા લીલાં છે અને બીજા સાત સૂકાં. હે દરબારીઓ, મને આ સ્વપ્નનો ફલાદેશ જણાવો જો તમે સ્વપ્નોનો અર્થ સમજતાં હોવ.’’[૩૭] લોકોએ કહ્યું ‘‘આ તો વિખરાયેલા સ્વપ્નાંની વાતો છે અને અમે આ પ્રકારના સ્વપ્નાંનો અર્થ જાણતાં નથી.’’**

**એ બે કેદીઓમાંથી જે બચી ગયો હતો અને તેને ઘણા લાંબા સમય પછી હવે વાત યાદ આવી, તેણે કહ્યું ‘‘હું આપ લોકોને આનો ફલાદેશ જણાવું છું, મને જરા (કેદખાનામાં યૂસુફ પાસે) મોકલી આપો.’’[૩૮]**

---

આ તફસીર સાવ ખોટી છે. સાચું આ જ છે કે જે અલ્લામા ઈબ્નેકસીર અને આરંભકાળના વિદ્વાનોમાંથી મુજાહિદ અને મુહમ્મદ બિન ઈસ્હાક વગેરે એ કહ્યું છે فَأَنسٰهُ الشَّيْطٰنُ ذِكْرَ رَبِّهٖ નો કર્તા એ માણસ તરફ ફરે છે જેના વિષે હઝરત યૂસુફ અ.સ.ની ધારણા હતી કે તે છૂટી જવાનો છે, અને આ આયતનો અર્થ આ છે કે ‘‘શેતાને તેને તેના માલિક સમક્ષ હઝરત યૂસુફ અ.સ.નો ઉલ્લેખ કરવાનું ભુલાવી દીધું.’’ આના અનુસંધાન એક હદીસ પણ રજૂ કરવામાં આવે છે કે નબી સ.અ.વ. એ કહ્યું કે ‘‘યૂસુફ અ.સ.એ એ વાત ન કહી હોત જે તેમણે કહી તો તેઓ કેદમાં ઘણાં વર્ષો સુધી પડયાં ન રહેત.’’ પરંતુ અલ્લામા ઈબ્નેકસીર કહે છે કે ‘‘આ હદીસ જેટલાં માધ્યમો દ્વારા વર્ણવવામાં આવી છે તે તમામ ઝઈફ છે. અમુક રીતે આ રિવાયત મર્ફૂઅ રીતે કરવામાં આવી છે અને તેમાં સુફયાન બિન વકીઅ તથા ઈબ્રાહીમ બિન યઝીદ રિવાયતકર્તા છે જે બન્ને અવિશ્વસનીય છે. અને અમુક માધ્યમો આ રિવાયત મુર્સલ રીતે કરવામાં આવી છે અને આવા મામલાઓમાં મુર્સલાતનો વિશ્વાસ કરી શકાતો નથી.’’ આ ઉપરાંત, રિવાયતને તાર્કિક રીતે ચકાસતાં પણ આ વાત ભરોસાપાત્ર નથી કે એક જુલમનો ભોગ બનેલા માણસ દ્વારા તેની મુક્તિ માટે દુનિયાનો ઉપાય કરવાને ખુદા પ્રત્યે ગફલત તથા ખુદા ઉપરના ભરોસાનો અભાવ ઠરાવવામાં આવ્યો હશે.

(૩૬) વચ્ચેના ઘણાં વર્ષના કેદના સમયગાળાનો ઉલ્લેખ કર્યા વિના હવે વાતનો દોર એ જગ્યા સાથે જોડવામાં આવે છે જયાંથી હઝરત યૂસુફ અ.સ.ની દુનિયાની ઉન્નતિ શરૂ થઈ.

يُوْسُفُ اَيُّهَا الصِّدِّيْقُ اَفْتِنَا فِيْ سَبْعِ بَقَرٰتٍ سِمَانٍ يَّاْكُلُهُنَّ
سَبْعٌ عِجَافٌ وَّ سَبْعِ سُنْۢبُلٰتٍ خُضْرٍ وَّ اُخَرَ يٰبِسٰتٍ ۙ لَّعَلِّيْٓ
اَرْجِعُ اِلَى النَّاسِ لَعَلَّهُمْ يَعْلَمُوْنَ ﴿۴۶﴾ قَالَ تَزْرَعُوْنَ سَبْعَ سِنِيْنَ
دَاَبًا ۚ فَمَا حَصَدْتُّمْ فَذَرُوْهُ فِيْ سُنْۢبُلِهٖٓ اِلَّا قَلِيْلًا مِّمَّا تَاْكُلُوْنَ ﴿۴۷﴾
ثُمَّ يَاْتِيْ مِنْۢ بَعْدِ ذٰلِكَ سَبْعٌ شِدَادٌ يَّاْكُلْنَ مَا قَدَّمْتُمْ لَهُنَّ
اِلَّا قَلِيْلًا مِّمَّا تُحْصِنُوْنَ ﴿۴۸﴾ ثُمَّ يَاْتِيْ مِنْۢ بَعْدِ ذٰلِكَ عَامٌ فِيْهِ

---

**તેણે જઈને કહ્યું "યૂસુફ, હે સત્યનિષ્ઠ,[૩૯] મને આ સ્વપ્નનો અર્થ જણાવ કે સાત જાડી ગાયો છે જેમને સાત દુબળી ગાયો ખાઈ રહી છે અને સાત ડૂંડા લીલાં છે અને સાત સૂકાં. કદાચ હું એ લોકો પાસે પાછો જાઉં અને કદાચ તેઓ જાણી લે."[૪૦] યૂસુફે કહ્યું "સાત વરસ સુધી સતત તમે ખેતી કરતાં રહેશો. આ સમયગાળામાં જે પાકો તમે લણો તેમાંથી ફકત થોડોક ભાગ, જે તમારા ખોરાકના કામ લાગે, કાઢો અને બાકીને તેના ડૂંડાંમાં જ રહેવા દો. પછી સાત વરસ ઘણાં સખત આવશે. એ સમયગાળામાં એ બધું અનાજ ખાઈ નાખવામાં આવશે જે તમે એ સમય માટે સંગ્રહ કરશો. જો થોડું બચશે તો બસ એ જ જે તમે સુરક્ષિત રાખ્યું હોય. આના પછી ફરી એક વરસ એવું આવશે જેમાં**

---

(૩૭) બાઈબલ અને તલમૂદ જણાવે છે કે આ સ્વપ્નથી રાજા ખૂબ વ્યથિત બની ગયો હતો અને તેણે જાહેર એલાન દ્વારા તેના દેશના તમામ બુદ્ધિશાળીઓ, જયોતિષીઓ, ધાર્મિક વડાઓ અને જાદુગરોને એકત્ર કરીને તેમની સામે આ સવાલ રજૂ કર્યો હતો.

(૩૮) કુર્આને અહીં સંક્ષિપ્ત ઉલ્લેખ કર્યો છે. બાઈબલ અને તલમૂદ ઉપરથી આની વિગતો જાણવા મળે છે. (અને અનુમાન આમ જ કહે છે કે જરૂર આવું બન્યું હશે) કે દારૂ પીરસનારાઓના વડાએ યૂસુફ અ.સ.નો અહેવાલ બાદશાહને કહ્યો અને જેલમાં તેના સ્વપ્ન તથા તેના સાથીના સ્વપ્નનો જે સાચો ફલાદેશ તેમણે જણાવ્યો હતો તેનો ઉલ્લેખ પણ કર્યો અને કહ્યું કે હું તેમને આનો ફલાદેશ પૂછીને આવું છું, મને કેદખાનામાં તેમને મળવાની પરવાનગી આપવામાં આવે.

(૩૯) આયતમાં "صِدِّيق" શબ્દનો ઉપયોગ થયો છે જે અરબી ભાષામાં સચ્ચાઈ અને પ્રમાણિકતાના ઉચ્ચતમ સ્તર માટે વપરાય છે. આના ઉપરથી અનુમાન કરી શકાય છે કે કેદખાનાના રોકાણ સમય દરમ્યાન તે




يُغَاثُ النَّاسُ وَفِيْهِ يَعْصِرُوْنَ ﴿٤٩﴾ وَقَالَ الْمَلِكُ ائْتُوْنِيْ بِهٖ ۚ
فَلَمَّا جَآءَهُ الرَّسُوْلُ قَالَ ارْجِعْ اِلٰى رَبِّكَ فَسْئَلْهُ مَا بَالُ

**લાભદાયક વરસાદ વડે લોકોની મુશ્કેલી દૂર કરવામાં આવશે અને તેઓ રસ નિચોવશે.''[૪૧] (રુકૂઅ ૬)**
**રાજાએ કહ્યું૪ તેને મારી પાસે લાવો. પરંતુ જ્યારે રાજાનો દૂત યૂસુફ પાસે પહોંચ્યો ત્યારે તેણે કહ્યું[૪૨] ''તારા માલિક પાસે પાછો જા અને તેને પૂછ કે એ સ્ત્રીઓનો મામલો શું**

માણસે યૂસુફ અ.સ.ના પવિત્ર ચારિત્ર્યની કેવી ઊંડી અસર ગ્રહણ કરી હતી અને આ અસર લાંબો સમય વીતી ગયો હોવા છતાં પણ પાકી હતી. (صِدِّيق ની વધુ સમજૂતી માટે જુઓ ભાગ-૧, સૂરઃ નિસા, નોંધ ક્રમાંક, ૯૯)

(૪૦) એટલે કે તેમનો માનમરતબો જાણી લે અને તેમને સમજાય કે કેવા ઉચ્ચ કક્ષાના માણસને તેમણે ક્યાં કેદમાં રાખેલો છે, અને આવી રીતે મને મારા એ વાયદાને પૂરો કરવાની તક મળી જાય જે મેં તમારી સાથે જેલવાસ દરમ્યાન કર્યો હતો.

(૪૧) આયતમાં ''يعصرون'' નો ઉપયોગ થયો છે જેનો શાબ્દિક અર્થ ''નિચોવવા'' થાય છે. આનો આશય અહીં અઢળક પાક અને સમૃદ્ધિની એ પરિસ્થિતિનું વર્ણન કરવાનું છે જે દુષ્કાળ પછી પુષ્કળ વરસાદ અને નાઇલ નદીમાં ભરપૂર પાણી આવવાથી ઊભી થવાની હતી. જ્યારે ધરતી સંતૃપ્ત થઈ જાય છે ત્યારે તૈલી બિયારણ અને રસાળ ફળો તથા અન્ય ફળો પુષ્કળ પ્રમાણમાં ઉત્પન્ન થાય છે અને ઢોર પણ પુષ્કળ ચારો મળવાને કારણે અઢળક દૂધ આપવા માંડે છે.

હઝરત યૂસુફ અ.સ.એ આના ફલાદેશમાં ફક્ત રાજાના સ્વપ્નનું અર્થઘટન જ જણાવ્યું નહીં બલકે સાથે સાથે એ પણ જણાવી દીધું કે સમૃદ્ધિના શરૂઆતના ૭ વર્ષોમાં ભાવિ દુષ્કાળ માટે આગોતરૂં આયોજન કરવામાં આવે અને અનાજને સંગ્રહ કરવાની વ્યવસ્થા કરવામાં આવે. બીજું, તેમણે દુષ્કાળ પછી સારા દિવસોના આગમનની ખુશખબર પણ આપી જેનો ઉલ્લેખ રાજાના સ્વપ્નમાં ન હતો.

(૪૨) અહીંથી હવે રાજાની મુલાકાત સુધી કુર્આન જે કંઈ વર્ણવે છે — જે આ કિસ્સાનો એક મહત્ત્વનો ભાગ છે— તેનો કોઈ ઉલ્લેખ બાઇબલ અને તલમૂદમાં જોવા મળતો નથી. બાઇબલમાં જણાવવામાં આવ્યું છે કે રાજાના બોલાવવાથી હઝરત યૂસુફ અ.સ. તરત જ જવા માટે તૈયાર થઈ ગયાં. વાળ કપાવ્યાં, કપડાં બદલ્યાં અને દરબારમાં હાજર થયાં. તલમૂદ આનાથી પણ વધારે ખરાબ રીતે આ ઘટનાને રજૂ કરે છે. તે જણાવે છે કે ''રાજાએ તેના નોકરોને હુકમ આપ્યો કે યૂસુફ અ.સ.ને મારી સામે રજૂ કરો, અને આ પણ હુકમ આપ્યો કે જુઓ એવું કોઈ કામ ન કરતાં કે છોકરો ગભરાઈ જાય અને સાચો ફલાદેશ આપી શકે નહીં. એટલે શાહી નોકરોએ યૂસુફ અ.સ.ને કેદખાનામાંથી બહાર કાઢયાં, વાળ કપાવડાવ્યાં, કપડાં બદલાવડાવ્યાં અને દરબારમાં લાવીને રજૂ કરી દીધાં. રાજા પોતાના સિંહાસન ઉપર બેઠો હતો. ત્યાં જરઝવેરાતની ચમકદમક અને દરબારની ભવ્યતા જોઈને યૂસુફ અવાક્ રહી ગયાં અને તેમની આંખો ભીની થઈ ગઈ. શાહી સિંહાસનના સાત પગથિયાં હતાં. નિયમ આ હતો કે જ્યારે કોઈ સન્માનનીય માણસ રાજાને કંઈ કહેવા માગતો હોય ત્યારે તે છ પગથિયાં ચઢીને ઉપર જતો અને રાજા સાથે વાત કરતો હતો અને જ્યારે નીચલા વર્ગના કોઈ માણસને રાજા સાથે વાત કરવા માટે

النِّسْوَةِ الّٰتِيْ قَطَّعْنَ اَيْدِيَهُنَّ ؕ اِنَّ رَبِّيْ بِكَيْدِهِنَّ عَلِيْمٌ ۞ ٥٠
قَالَ مَا خَطْبُكُنَّ اِذْ رَاوَدْتُّنَّ يُوْسُفَ عَنْ نَّفْسِهٖ ؕ

**છે જેમણે તેમના હાથ કાપી નાખ્યા હતાં ? મારો માલિક તો તેમના કપટથી વાકેફ જ છે.''[૪૩] તો રાજાએ તે સ્ત્રીઓને પૂછ્યું[૪૪] ''તમારો શો અનુભવ છે એ વખતનો કે જ્યારે તમે યૂસુફને રીઝવવાનો પ્રયત્ન કર્યો હતો ?''**

બોલાવવામાં આવતો ત્યારે તે નીચે ઊભો રહેતો અને રાજા ત્રીજા પગથિયા સુધી ઊતરીને તેની સાથે વાત કરતો. આ નિયમ પ્રમાણે યૂસુફ નીચે ઊભો રહ્યો અને જમીનને ચુંબન કરીને તેણે રાજાને સલામી આપી અને રાજાએ ત્રીજા પગથિયા સુધી ઊતરીને તેની સાથે વાત કરી.'' આ ચિત્રણમાં બનીઈસ્રાઈલે તેમના ખૂબ જ ઉચ્ચ દરજ્જાના પયગમ્બરને જે હદે નીચા પાડીને રજૂ કર્યા છે તેને નજર સમક્ષ રાખો અને પછી જુઓ કે કુર્આન તેમના કેદમાંથી બહાર નીકળવાના અને રાજા સાથે મળવાના કિસ્સાને કેવી શાનદાર રીતે અને કેવી ભવ્યતા સાથે રજૂ કરે છે. હવે એ નિર્ણય કરવાનું કામ દરેક દૃષ્ટિવાન માણસનું છે કે આ બન્ને ચિત્રોમાંથી કયું ચિત્ર પયગમ્બરીના દરજ્જા સાથે વધુ સુસંગત છે. આ ઉપરાંત, આ વાત પણ સામાન્ય બુદ્ધિને ખટકે છે કે જો રાજાની મુલાકાત થતાં સુધી હઝરત યૂસુફ અ.સ.ની હેસિયત એટલી જ નીચી હતી જેટલી તલમૂદમાં જણાવવામાં આવી છે તો સ્વપ્નનો ફલાદેશ સાંભળતાં જ તરત જ તેમને સમગ્ર રાજ્યના સર્વ સત્તાધિકારી કેવી રીતે બનાવી દેવાયાં. કોઈ પણ સભ્ય અને સુસંસ્કૃત દેશમાં આવડો મોટો હોદ્દો તો ફકત એ માણસને ત્યારે જ મળતો હોય છે જયારે તેણે તેની નૈતિક તથા બૌદ્ધિક સર્વોપરિતાનો સિક્કો લોકોની ઉપર બેસાડી દીધેલો હોય. તેથી બુદ્ધિની દૃષ્ટિએ પણ બાઈબલ અને તલમૂદની સરખામણીમાં કુર્આનનું વર્ણન જ હકીકત સાથે વધારે સુસંગત જણાય છે.

(૪૩) જયાં સુધી મારા માલિકનો સવાલ છે, તેને તો પહેલાંથી જ મારી નિર્દોષતાની ખબર છે. પરંતુ તમારા માલિકે પણ મારી મુક્તિ પહેલાં એ મામલાની પૂરી તપાસ કરી લેવી જોઈએ કે જેના કારણે મને જેલમાં નાખવામાં આવ્યો હતો કારણ કે હું કોઈ પણ જાતની શંકા કે ગેરસમજનું કલંક લઈને લોકોની સામે જવા માગતો નથી. મને છોડવો જ હોય તો પહેલાં જાહેરમાં એ સાબિત થઈ જવું જોઈએ કે હું નિર્દોષ હતો, ખરેખર કસૂરવાર તમારા રાજયના અધિકારીઓ અને તેના અમલદારો હતાં જેમણે તેમની બેગમોની ચારિત્ર્યહીનતાનો દોષ મારી ઉપર ઢોળ્યો.

આ માગણીને હઝરત યૂસુફ અ.સ. જે શબ્દોમાં રજૂ કરે છે તેના ઉપરથી જાહેર થાય છે કે મિસ્રનો રાજા એ સમગ્ર કિસ્સાથી પહેલાંથી જ વાકેફ હતો જે અમલદારની પત્નીએ આપેલી મિજબાની વખતે બન્યો હતો, બલકે એવો મશહૂર કિસ્સો હતો કે તેની તરફ માત્ર એક ઈશારો જ પૂરતો હતો.

બીજું, આ માગણીમાં હઝરત યૂસુફ અ.સ. અમલદારની પત્નીને છોડીને માત્ર આંગળીઓ કાપનારી સ્ત્રીઓનો જ ઉલ્લેખ કરે છે. આ તેમના મનમાં રહેલી ઉચ્ચ દરજ્જાની સજ્જનતાનો બીજો એક પુરાવો છે. એ સ્ત્રીએ તેમની સાથે ભલે ગમે તેટલું ખરાબ વર્તન કર્યું હોય તેમ છતાં તેનો પતિ તેમની ઉપર ઉપકાર કરનાર હતો તેથી તેમણે તેના નામ ઉપર કોઈ કલંક ન લાગે તેની કાળજી રાખી.

قُلۡنَ حَاشَ لِلّٰهِ مَا عَلِمۡنَا عَلَيۡهِ مِنۡ سُوۡٓءٍ ؕ قَالَتِ امۡرَاَتُ
الۡعَزِيۡزِ الۡـٰٔنَ حَصۡحَصَ الۡحَـقُّ اَنَا رَاوَدْتُّهٗ عَنۡ نَّفۡسِهٖ وَاِنَّهٗ
لَمِنَ الصّٰدِقِيۡنَ ﴿۵۱﴾ ذٰلِكَ لِيَعۡلَمَ اَنِّىۡ لَمۡ اَخُنۡهُ بِالۡغَيۡبِ وَ

**સૌએ એકી અવાજે કહ્યું "હાશાલિલ્લાહ (અલ્લાહની પનાહ) ! અમે તો તેનામાં બૂરાઈની શંકા સુદ્ધાં ન જોઈ." અમલદારની પત્ની બોલી ઊઠી "હવે સત્ય ખુલી ગયું છે, એ હું જ હતી જેણે તેને ફોસલાવવાનો પ્રયત્ન કર્યો હતો. નિઃશંક તે બિલકુલ સાચો[૪૫] છે."**

**(યૂસુફે કહ્યું)[૪૬] "આનાથી મારો આશય આ હતો કે (અમલદાર) આ જાણી લે કે મેં છૂપાઈને અપ્રમાણિકતા આચરી ન હતી, અને**

(૪૪) શકય છે કે શાહી મહેલમાં એ તમામ મહિલાઓને એકત્ર કરીને તેમની પાસેથી સાક્ષી લેવામાં આવી હોય અને આ પણ શકય છે કે રાજાએ કોઈ ખાસ ભરોસાપાત્ર માણસને મોકલીને એક-એકની પૂછપરછ કરાવી હોય.

(૪૫) અનુમાન કરી શકાય છે કે આ ગવાહીઓએ કેવી રીતે ૮-૯ વર્ષ જૂની ઘટનાઓને તાજી કરી દીધી હશે અને કેવી રીતે હઝરત યૂસુફ અ.સ.નું વ્યકિતત્વ ગુમનામીના લાંબા જેલવાસમાંથી નીકળીને અચાનક ફરીથી સપાટી ઉપર આવી ગયું હશે અને કેવી રીતે મિસ્રના બધાં શ્રેષ્ઠીઓ, આબરૂદાર લોકો, મધ્યમ વર્ગના લોકો અને સામાન્ય જનતામાં આપનું નૈતિક સમ્માન સ્થપાઈ ગયું હશે. ઉપર બાઈબલ તથા તલમૂદના સંદર્ભ સાથે જે વાત કહેવામાં આવી છે કે રાજાએ જાહેરનામું બહાર પાડીને દેશના તમામ બુદ્ધિજીવીઓ અને વિદ્વાનો તથા ધાર્મિક વડાઓને ભેગા કર્યા હતાં અને તે બધાંએ તેના સ્વપ્નનો ફલાદેશ કહેવા માટે અશક્તિ દર્શાવી હતી ત્યાર પછી હઝરત યૂસુફ અ.સ.એ તેનો ફલાદેશ જણાવ્યો. આ ઘટનાના લીધે પહેલાંથી જ સમગ્ર દેશની નજરો તેમની ઉપર કેંદ્રિત થઈ ગઈ હશે. પછી જયારે રાજા તરફથી બોલાવવામાં આવ્યાં અને તેમને બહાર આવવાનો ઈનકાર કરી દીધો હશે ત્યારે તમામ લોકોને ખૂબ નવાઈ લાગી હશે કે આ ગજબનો હિંમતવાળો માણસ છે જેને ૮-૯ વર્ષની કેદ પછી રાજા મહેરબાન બનીને બોલાવી રહ્યો છે અને છતાં તે ઉતાવળો થઈને દોડી પડતો નથી. પછી જયારે લોકોને ખબર પડી હશે કે યૂસુફ અ.સ.એ પોતાની મુક્તિનો સ્વીકાર કરવા માટે અને રાજાની મુલાકાત માટે આવવાની શી શરત મૂકી છે ત્યારે બધાંની નજરો એ તપાસના પરિણામ ઉપર ચોંટી ગઈ હશે અને જયારે લોકોએ તેનું પરિણામ સાંભળ્યું હશે ત્યારે દેશનો એક-એક બાળક વાહ વાહ બોલતો હશે કે કેવો શુદ્ધ ચરિત્રનો આ માણસ છે જેના મનની શુદ્ધતા માટે આજે એ જ લોકો સાક્ષી આપી રહ્યાં છે જેમણે ભેગાં મળીને કાલે તેને જેલમાં નાખ્યો હતો. આ સમગ્ર પરિસ્થિતિ ઉપર જો વિચાર કરવામાં આવે તો સારી રીતે સમજાઈ જાય છે કે એ વખતે હઝરત યૂસુફ અ.સ. માટે ટોચની કક્ષાએ પહોંચવા માટે કેવી રીતે વાતાવરણ સાનુકૂળ બની ગયું હતું. ત્યાર પછી એ વાત જરા પણ નવાઈજનક રહેતી નથી કે હઝરત યૂસુફ અ.સ.ને રાજા સાથે મુલાકાતના સમયે ધરતીના ભંડારોની સોંપણીની માગણી કેવી રીતે સીધેસીધી મૂકી દીધી અને રાજાએ શા માટે તેને તરત જ સ્વીકારી લીધી. જો વાત માત્ર આટલી જ હોત કે જેલના એક કેદીએ રાજાના સ્વપ્નનો ફલાદેશ જાહેર કર્યો હતો

اَنَّ اللّٰهَ لَا يَهۡدِىۡ كَيۡدَ الۡخَآٮِٕنِيۡنَ ۝۵۲

وَمَاۤ اُبَرِّئُ نَفۡسِىۡ‌ ۚ اِنَّ النَّفۡسَ لَاَمَّارَةٌ ۢ بِالسُّوۡٓءِ اِلَّا مَا رَحِمَ رَبِّىۡ‌ ؕ

اِنَّ رَبِّىۡ غَفُوۡرٌ رَّحِيۡمٌ ۝۵۳ وَقَالَ الۡمَلِكُ ائۡتُوۡنِىۡ بِهٖۤ اَسۡتَخۡلِصۡهُ لِنَفۡسِىۡ‌ ۚ

**આ કે જે અપ્રમાણિકતા આચરે છે તેમની ચાલોને અલ્લાહ સફળતાનો રાહ દેખાડતો નથી. હું કંઈ મારા મનનો બચાવ કરી રહ્યો નથી, મન તો બૂરાઈ માટે ઉશ્કેરે જ છે સિવાય કે કોઈની ઉપર મારા માલિકની કૃપા હોય, નિઃશંક મારો માલિક મોટો માફ કરનાર અને દયાળુ છે.''**

**રાજાએ કહ્યું ''તેમને મારી પાસે લાવો કે જેથી હું તેમને મારા માટે ખાસ કરી લઉં.''**

તો તેના માટે બહુ બહુ તો કોઈ ઈનામ અથવા મુક્તિ માટે કોઈ હક્ક બનતો હોત. ફકત આટલી વાત આના માટે તો પૂરતી હોઈ શકત નહીં કે તે રાજાને કહે ''ધરતીના ભંડારો મારા હવાલે કરી દો'' અને રાજા કહી દે ''લો, બધું જ હાજર છે.''

(૪૬) આ વાત હઝરત યૂસુફ અ.સ.એ લગભગ એ વખતે કહી હશે જયારે જેલમાં આપને તપાસના પરિણામના સમાચાર આપવામાં આવ્યાં હશે. કેટલાક તફસીરકર્તાઓ જેમાં ઈબ્નેતૈમિયા અને ઈબ્નેકસીર જેવા વિદ્વાનો પણ સામેલ છે, આ કથનને હઝરત યૂસુફ અ.સ.નો નહીં બલકે અમલદારની પત્નીની વાતનો એક ભાગ ગણાવે છે. તેમની દલીલ આ છે કે આ કથન અમલદારની પત્નીની વાતની જોડે આવ્યું છે અને વચ્ચે કોઈ શબ્દ એવો નથી જેના લીધે આ માની શકાય ''اِنَّهٗ لَمِنَ الصّٰدِقِيۡنَ'' ઉપર અમલદારની પત્નીની વાત સમાપ્ત થઈ ગઈ અને પછીનું વાકય હઝરત યૂસુફ અ.સ. દ્વારા બોલવામાં આવ્યું. તેઓ કહે છે કે જો બે માણસોના વાકયો એકબીજાની જોડે જોડે આવતાં હોય અને એવી સ્પષ્ટતા ન હોય કે આ વાકય ફલાણાનું છે અને આ ફલાણાનું ત્યારે એવી સ્થિતિમાં જરૂર એવો કોઈ સંદર્ભ હોવો જોઈએ જેનાથી બન્નેના વાકયોમાં ભેદ પાડી શકાય અને અહીં આવો કોઈ સંદર્ભ નથી. એટલા માટે આમ જ માનવું પડશે કે اَلۡـٰٔنَ حَصۡحَصَ الۡحَقُّ થી લઈને اِنَّ رَبِّىۡ غَفُوۡرٌ رَّحِيۡمٌ સુધી સમગ્ર શબ્દો અમલદારની પત્નીના જ છે. પરંતુ મને નવાઈ લાગે છે કે ઈબ્નેતૈમિયા જેવા ઊંડી દૃષ્ટિ ધરાવતા માણસની નજરમાંથી આ વાત કેવી રીતે બાકાત રહી ગઈ કે વાતની શૈલી પોતે એક મોટો સંદર્ભ છે જેના પછી બીજા કોઈ સંદર્ભની જરૂર રહેતી નથી. પહેલું કથન તો નિઃશંકપણે અમલદારની પત્નીના મોઢે યોગ્ય લાગે છે પરંતુ શું બીજું કથન પણ તેની હેસિયતને અનુરૂપ દેખાય છે? અહીં તો વાતના સંજોગો સ્પષ્ટપણે જણાવી રહ્યાં છે કે તેના વકતા તો હઝરત યૂસુફ અ.સ. છે નહીં કે મિસ્રના અમલદારની પત્ની. આ કથનમાં જે ભલાઈ, જે ઉચ્ચ સમજદારી, જે વિનમ્રતા અને જે ખુદાનો ડર વ્યકત થઈ રહ્યો છે તે પોતે સાક્ષી છે કે આ કથન એ મુખેથી નીકળેલું હોઈ શકે નહીં જેમાંથી هَيۡتَ لَكَ નીકળ્યું હતું. જેમાંથી مَا جَزَآءُ مَنۡ اَرَادَ بِاَهۡلِكَ سُوۡۤءًا નીકળ્યું હતું, અને જેમાંથી ભરસભામાં આટલે સુધી નીકળી શકતું હતું. وَلَـئِنۡ لَّمۡ يَفۡعَلۡ مَاۤ اٰمُرُهٗ لَيُسۡجَنَنَّ આવું પવિત્ર કથન તો એ જ મુખમાંથી અદા થઈ શકે તેમ હતું, જેમાંથી આની પહેલાં مَعَاذَ اللّٰهِ اِنَّهٗ رَبِّىۡۤ اَحۡسَنَ مَثۡوَاىَ‌ؕ શબ્દો નીકળ્યા હતાં, જે رَبِّ السِّجۡنُ اَحَبُّ اِلَىَّ مِمَّا يَدۡعُوۡنَنِىۡۤ اِلَيۡهِ‌ શબ્દો અદા થયા હતાં, જે اِلَّا تَصۡرِفۡ عَنِّىۡ كَيۡدَهُنَّ اَصۡبُ اِلَيۡهِنَّ અદા કરી ચૂકી હતી.

فَلَمَّا كَلَّمَهٗ قَالَ اِنَّكَ الْيَوْمَ لَدَيْنَا مَكِيْنٌ اَمِيْنٌ ﴿٥٤﴾ قَالَ اجْعَلْنِيْ عَلٰى خَزَآئِنِ الْاَرْضِ ۚ اِنِّيْ حَفِيْظٌ عَلِيْمٌ ﴿٥٥﴾

**યૂસુફે જ્યારે તેની સાથે વાતચીત કરી ત્યારે તેણે કહ્યું ''હવે આપ અમારે ત્યાં માનમરતબો ધરાવો છો અને આપની પ્રમાણિકતા ઉપર પૂરો વિશ્વાસ છે.''[૪૭] યૂસુફે કહ્યું ''દેશના ભંડારો મને સોંપી દો. હું સંરક્ષક પણ છું અને જ્ઞાન પણ ધરાવું છું.''[૪૭અ]**

આવા પવિત્ર કથનને સત્યવાન યૂસુફ અ.સ.ને બદલે અધિકારીની પત્નીનું કથન માનવું ત્યાં સુધી શકય નથી જયાં સુધી કોઈ સંદર્ભ આના માટે દલીલ પૂરી ન પાડે કે આ તબક્કાએ પહોંચીને તેને તોબા, ઈમાન અને અંતઃકરણની શુદ્ધિ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થઈ ગયું હતું, અને અફસોસ છે કે આવો કોઈ સંદર્ભ અત્રે મોજૂદ નથી.

(૪૭) બીજા શબ્દોમાં, રાજા તરફથી આ એક ખુલ્લો સંકેત હતો કે તમને કોઈ પણ જવાબદારીનો હોદ્દો સોંપી શકાય તેમ છે.

(૪૭)(અ) આ અગાઉ જે સ્પષ્ટતાઓ આવી ગઈ છે તેમના સંદર્ભમાં રાખીને જોઈએ તો જણાય છે કે આ કોઈ નોકરી માટેની અરજી ન હતી જે કોઈ પદની માગણી કરનારે રાજાનો ઈશારો મળતાં જ તરત જ રજૂ કરી દીધી હોય. હકીકતમાં આ એ ક્રાંતિનો દ્વાર ખોલવા માટેનો છેલ્લો પ્રહાર હતો જે હઝરત યૂસુફ અ.સ.ના નૈતિકબળ દ્વારા પાછલા ૧૦-૧૨ વર્ષના સમયગાળામાં વિકાસ પામીને પ્રગટ થવા માટે તત્પર હતો અને હવે જેના ખુલવા માટે માત્ર એક ધક્કાની જરૂર હતી. હઝરત યૂસુફ અ.સ. અજમાયશોના એક લાંબા કાળમાંથી પસાર થઈને આવી રહ્યા હતાં અને આ અજમાયશો કોઈ ગુમનામીભર્યા ખૂણામાં આવી ન હતી બલકે રાજાથી માંડીને સામાન્ય નાગરિક સુધીની એકેએક વ્યકિત તેમનાથી વાકેફ હતી. આ અજમાયશોમાં તેમણે પુરવાર કરી દીધું હતું કે તેઓ અમાનતદારી, પ્રમાણિકતા, સત્યનિષ્ઠા, વિનમ્રતા, આત્મ મંથન, હિંમત અને સાહસ, બુદ્ધિ અને ચતુરાઈ તથા વાતના મૂળ સુધી પહોંચવાની ક્ષમતામાં કમસેકમ તેમના જમાનાના લોકો વચ્ચે તો પોતાનું કોઈ ઉદાહરણ ધરાવતા ન હતાં. તેમના વ્યકિતત્વના આ લક્ષણો એવી રીતે ખુલીને લોકોની સામે આવી ગયા હતાં કે કોઈની હિંમત ન હતી કે તેમનો ઈનકાર કરી શકે. લોકોએ તેમની સાક્ષી આપી દીધી હતી, દિલો તેમના તાબે થઈ ગયેલા હતાં, રાજા પોતે તેમની સામે હાર માની ચૂકયો હતો. તેમનું ''حفیظ'' (રક્ષક) અને ''علیم'' વિદ્વાન હોવું હવે ફકત એક દાવો જ ન હતો પરંતુ એક પુરવાર થયેલી ઘટના હતી જેને સૌ માની ગયેલાં હતાં. હવે જો થોડીઘણી રહી હતી તો તે માત્ર આ જ હતી કે હઝરત યૂસુફ અ.સ.પોતે રાજયની સત્તાની ધુરા પોતાના હાથમાં લેવા માટે રાજી થઈ જાય જેના માટે રાજા અને તેના રાજદરબારીઓ બધાં જ પોતે સારી રીતે જાણી ગયા હતાં કે આમના કરતાં વધારે યોગ્ય માણસ બીજો કોઈ નથી. એટલા માટે આ જ કસર રહી હતી જે તેમણે પોતાના આ કથન વડે પૂરી કરી દીધી. તેમના મોઢેથી આ માગણીઓ નીકળતાં જ રાજા અને તેના પ્રધાનમંડળે જેવી રીતે તેને દિલથી સ્વીકારી લીધી તે પોતે આ વાતને પુરવાર કરે છે કે આ ફળ એટલું પાકી ગયું હતું કે હવે તૂટવા માટે એક ઈશારાની જ રાહ જોતું હતું. (તલમૂદમાં જણાવવામાં આવ્યું છે કે હઝરત યૂસુફ અ.સ.ને રાજયની સત્તાની સોંપણીનો નિર્ણય એકલા રાજાએ જ કર્યો ન હતો બલકે તમામ પ્રધાનમંડળે સર્વાનુમતે તેની તરફેણમાં મત આપ્યો હતો.)

આ સત્તાઓ જે હઝરત યૂસુફ અ.સ.એ માગી અને તેમને સોંપવામાં આવી, તે કયા પ્રકારની હતી? જેમને ખબર નથી એવા લોકો 'ધરતીના ભંડારો' શબ્દો અને આગળ આવતા અનાજની વહેંચણીનો ઉલ્લેખ જોઈને એવું અનુમાન કરે છે કે કદાચ આ પુરવઠા અધિકારી અથવા નાણાં અધિકારી અથવા દુષ્કાળ કમિશનર અથવા નાણાંમંત્રી અથવા ખાદ્યાન્ન મંત્રી પ્રકારનો કોઈ હોદ્દો હશે. પરંતુ કુર્આન, બાઇબલ અને તલમૂદ સર્વાનુમતે ગવાહી આપે છે કે હકીકતમાં હઝરત યૂસુફ અ.સ. મિસ્ર રાજયના સર્વસત્તાધીશ (રોમન રૂઢિપ્રયોગ પ્રમાણે સરમુખત્યાર) બનાવવામાં આવ્યા હતાં અને દેશના સર્વ અધિકારો તેમની સત્તામાં આપી દેવામાં આવ્યા હતાં. કુર્આન કહે છે કે જયારે હઝરત યાકૂબ અ.સ.મિસ્ર પહોંચ્યાં તે વખતે હઝરત યૂસુફ અ.સ. સિંહાસન ઉપર બિરાજમાન હતાં (وَرَفَعَ اَبَوَيۡهِ عَلَى الۡعَرۡشِ). હઝરત યૂસુફ અ.સ.ના મુખેથી અદા થયેલું આ કથન કુર્આનમાં નોંધાયેલું છે કે "હે મારા માલિક, તેં મને રાજપાટ આપ્યું (رَبِّ قَدۡ اٰتَيۡتَنِىۡ مِنَ الۡمُلۡكِ). માપિયાની ચોરી વખતે સરકારી કર્મચારીઓ હઝરત યૂસુફ અ.સ.ના માપિયાને રાજાનું માપિયું કહે છે (قَالُوۡا نَفۡقِدُ صُوَاعَ الۡمَلِكِ). અને અલ્લાહતઆલા મિસ્ર ઉપર તેમની સત્તાની કેફિયત આવી રીતે વર્ણવે છે કે સમગ્ર મિસ્રની ભૂમિ તેમની હતી (يَتَبَوَّاُ مِنۡهَا حَيۡثُ يَشَآءُ). આવી જ રીતે બાઇબલ પણ ગવાહી આપે છે કે ફિરઔને યૂસુફ અ.સ.ને કહ્યું:

> "તો હવે તું મારા ઘરનો કુલમુખત્યાર હશે અને મારી સમગ્ર પ્રજા તારા હુકમ ઉપર ચાલશે. ફકત સિંહાસનનો માલિક હોવાના કારણે હું તારા કરતાં મોટો છું..... જો હું તને સમગ્ર મિસ્ર દેશનો શાસક બનાવું છું..... અને તારા આદેશ વિના કોઈ પણ માણસ આ સમગ્ર મિસ્ર દેશમાં પોતાનો હાથ કે પગ હલાવી શકશે નહીં અને ફિરઔને યૂસુફનું નામ ઝફિનાત ફઈહ (જગતનો મુક્તિદાતા) રાખ્યું." (ઉત્પત્તિ ૪૧:૩૯ થી ૪૫)

અને તલમૂદ કહે છે કે યૂસુફના ભાઈઓએ મિસ્રથી પાછા જઈને તેમના પિતા સમક્ષ મિસ્રના રાજા (યૂસુફ અ.સ.) ના વખાણ કરતાં કહ્યું:

"તેના દેશના નાગરિકો ઉપર તેની સત્તા સર્વોપરી છે. તેના હુકમ પ્રમાણે તેઓ નીકળે છે તથા તેના જ હુકમ પ્રમાણે તેઓ દાખલ થાય છે. તેનો બોલ સમગ્ર દેશ ઉપર રાજ કરે છે. કોઈ બાબતમાં ફિરઔનની પરવાનગીની જરૂર પડતી નથી."

બીજો સવાલ આ છે કે હઝરત યૂસુફ અ.સ.એ આ સત્તાઓ કયા હેતુસર માગી હતી ? તેમણે તેમની સેવાઓ એટલા માટે પ્રસ્તુત કરી હતી કે એક કાફિર રાજયની વ્યવસ્થાને તેના કુફ્રયુકત નિયમો અને કાયદાઓ પ્રમાણે જ ચલાવે કે પછી તેમની નજર સમક્ષ આ હતું કે રાજયની સત્તા પોતાના હાથમાં લઈને દેશની સાંસ્કૃતિક, નૈતિક અને રાજકીય વ્યવસ્થાને ઈસ્લામ અનુસાર ઢાળી દે? આ સવાલનો ઉત્તમ જવાબ આ છે જે અલ્લામા ઝમખશરીએ તેમની તફસીર "કશ્શાફ" માં આપ્યો છે. તેઓ લખે છે:

> "હઝરત યૂસુફ અ.સ.એ اِجۡعَلۡنِىۡ عَلٰى خَزَآئِنِ الۡاَرۡضِ શબ્દો કહ્યાં ત્યારે તેમના દ્વારા તેમનો આશય માત્ર એટલો જ હતો કે તેમને અલ્લાહતઆલાના હુકમો લાગુ કરવાની તથા સત્યની સ્થાપના કરવાની તેમજ ન્યાય ફેલાવવાની તક મળી જાય અને તેઓ એ કામ કરવાની શકિત મેળવી લે જેના માટે નબીઓને મોકલવામાં આવે છે. તેમણે રાજપાટનો મોહ તથા દુનિયાની લાલચમાં આ માગણી કરી ન હતી બલકે આ જાણવા સાથે કરી હતી કે કોઈ બીજો માણસ તેમના સિવાય એવો નથી જે આ કામ કરી શકે."

અને સાચું આ છે કે આ સવાલ હકીકતમાં એક બીજો પણ સવાલ ઊભો કરે છે જે આના કરતાં પણ

وَ كَذٰلِكَ مَكَّنَّا لِيُوْسُفَ فِي الْاَرْضِ ۚ يَتَبَوَّاُ مِنْهَا حَيْثُ يَشَآءُ ۗ نُصِيْبُ بِرَحْمَتِنَا مَنْ نَّشَآءُ وَ لَا نُضِيْعُ اَجْرَ الْمُحْسِنِيْنَ ۝٥٦

**આવી રીતે અમે એ ભૂમિમાં યૂસુફ઼ માટે સત્તાનો માર્ગ અનુકૂળ બનાવ્યો. તેને અખત્યાર હતો કે ચાહે ત્યાં પોતાનું સ્થાન બનાવે.[૪૮] અમે અમારી કૃપાથી ઈચ્છીએ તેને નવાજીએ છીએ, નેક લોકોનું વળતર અમારે ત્યાં અકારત જતું નથી,**

વધારે મહત્ત્વનો તથા પાયાનો છે અને તે આ છે કે હઝરત યૂસુફ઼ અ.સ. શું પયગમ્બર પણ હતાં કે નહીં? જો પયગમ્બર હતાં તો શું કુર્આનમાં આપણને પયગમ્બરીનો આ જ ખ્યાલ મળે છે કે ઈસ્લામનો સંદેશવાહક પોતે જ કુફ્રની વ્યવસ્થાને કુફ્રયુકત નિયમો પ્રમાણે ચલાવવા માટે પોતાની સેવાઓ પ્રસ્તુત કરે? બલકે આ સવાલ અહીં પણ પૂરો થતો નથી, આનાથી પણ વધારે નાજુક અને ભારે એક બીજો સવાલ આગળ જઈને ઉદ્ભવે છે, એટલે કે હઝરત યૂસુફ઼ અ.સ. એક સત્યવાન માણસ પણ હતાં કે નહીં? જો સત્યવાન હતાં તો શું એક સત્યવાન માણસનું આ જ કામ છે કે કેદખાનામાં તો તે તેના પયગમ્બરીના સંદેશનો પ્રારંભ આ સવાલ સાથે કરે કે ''અનેક માલિક સારાં છે કે તે એક અલ્લાહ જે સર્વોપરી છે'' અને વારંવાર મિસ્રના લોકો સામે પણ સ્પષ્ટ કરી દે કે તમારા આ અનેક જુદા જુદા ઉપજાવી કાઢેલાં ખુદાઓમાંથી આ એક મિસ્રનો રાજા પણ છે, અને સ્પષ્ટપણે પોતાના મિશનની પાયાની માન્યતા આ જણાવે કે ''શાસન કરવાની સત્તા એક ખુદા સિવાય કોઈના માટે નથી'', પરંતુ જયારે અમલ કરતી વખતે અજમાયશનો સમય આવે ત્યારે એ જ માણસ પોતે તે રાજયવ્યવસ્થાનો સેવક, બલકે વહીવટદાર, સંરક્ષક અને હિમાયતી બની જાય જે મિસ્રના રાજાના સ્વામિત્વ હેઠળ ચાલી રહી હતી અને જેની પાયાની વિચારસરણી ''શાસન કરવાની સત્તાઓ ખુદા માટે નથી બલકે રાજા માટે'' હતી?

સાચી વાત આ છે કે અત્રે તફ઼સીરમાં અધોગતિના યુગના મુસલમાનોએ લગભગ એ જ માનસિકતા નું પ્રદર્શન કર્યું છે જે કોઈ જમાનામાં યહૂદીઓની લક્ષણ હતું. યહૂદીઓની હાલત આ હતી કે જયારે તેઓ માનસિક અને નૈતિક પતનમાં પડી ગયાં ત્યારે અગાઉના ઈતિહાસમાં જે જે મહાનુભાવોના ચારિત્ર્યો તેમને ઊંચાઈ તરફ઼ જવા માટેનો બોધ આપતા હતાં એ બધાને નીચાં પાડીને પોતાની કક્ષાએ ઊતારી લાવ્યાં કે જેથી તેમના માટે વધુ નીચે જતા રહેવાનું બહાનું ઊભું કરે. અફ઼સોસની વાત છે કે આવું જ મુસલમાનોએ કર્યું. તેમને કાફ઼િર રાજયોની નોકરી કરવી હતી. પરંતુ આ પતન તરફ઼ જઈ રહેલા ઈસ્લામ અને તેના આગેવાનોની ઉચ્ચતા જોઈને તેમને શરમ આવી, એટલા માટે આ શરમને દૂર કરવા અને પોતાના મનને રાજી કરવા માટે આ લોકો પોતાની સાથે આ ઉચ્ચ દરજ્જાના પયગમ્બરને પણ કુફ્રની સેવાની ખાઈમાં લઈને પડયાં જેમનું જીવન હકીકતમાં તેમને આ શિખવાડી રહ્યું હતું કે જો કોઈ દેશમાં એક અને એકમાત્ર મુસલમાન માણસ પણ શુદ્ધ ઈસ્લામી નીતિમત્તા અને ઈમાનની સમજ અને ડહાપણ ધરાવતો હોય તો તે એકલો પોતાની નીતિમત્તા તથા પોતાના ડહાપણના જોરે ઈસ્લામી ક્રાંતિ સર્જી શકે છે અને મુસલમાનની નૈતિક શકિત (એ શરતે કે તે તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે જાણતો હોય તથા તેનો ઉપયોગ કરવાનો ઈરાદો પણ ધરાવતો હોય) લશ્કર અને હથિયાર તેમજ સાધનસામગ્રી વિના પણ દેશ જીતી શકે છે અને સામ્રાજયોને તાબે કરી લે છે.




وَ لَاَجْرُ الْاٰخِرَةِ خَيْرٌ لِّلَّذِيْنَ اٰمَنُوْا وَ كَانُوْا يَتَّقُوْنَ ﴿٥٧﴾ وَ جَآءَ
اِخْوَةُ يُوْسُفَ فَدَخَلُوْا عَلَيْهِ فَعَرَفَهُمْ وَ هُمْ لَهٗ مُنْكِرُوْنَ ﴿٥٨﴾
وَ لَمَّا جَهَّزَهُمْ بِجَهَازِهِمْ قَالَ ائْتُوْنِيْ بِاَخٍ لَّكُمْ مِّنْ اَبِيْكُمْ ج

**અને આખિરતનું વળતર એ લોકો માટે વધારે સારું છે જે ઈમાન લઈ આવ્યાં અને અલ્લાહનો ડર રાખીને કામ કરતા રહ્યાં.[૪૯] (રુકૂઅ ૭)**

**યૂસુફના ભાઈઓ મિસ્ર આવ્યાં અને તેને ત્યાં હાજર થયાં.[૫૦] તેણે તેમને ઓળખી લીધાં પરંતુ તેઓ તેનાથી અજાણ હતાં.[૫૧] પછી જ્યારે તેણે તેમનો સામાન તૈયાર કરાવી દીધો ત્યારે જતી વખતે તેમને કહ્યું ‘‘તમારા ઓરમાન ભાઈને મારી પાસે લાવજો.**

(૪૮) એટલે કે હવે સમગ્ર મિસ્રની ભૂમિ તેની હતી. તેની દરેક જગ્યાને તે પોતાની જગ્યા કહી શકતો હતો. ત્યાં એક ખૂણો પણ એવો રહ્યો ન હતો જયાં જવાથી તેને અટકાવી શકાતો હતો. બીજા શબ્દોમાં આ તેના સંપૂર્ણ કબજા અને સર્વવ્યાપી સત્તાનું વર્ણન છે જે હઝરત યૂસુફ અ.સ.ને એ દેશ ઉપર પ્રાપ્ત હતાં. પુરાતન તફસીરકર્તાઓ પણ આ આયતનું અર્થઘટન આવું જ કરે છે. એટલા માટે ઈબ્નેઝૈદના હવાલા સાથે ઈબ્નેજરીર તબરીએ તેમની તફસીરમાં આનો અર્થ આ પ્રમાણે કર્યો છે ‘‘અમે યૂસુફ અ.સ.ને એ તમામ વસ્તુઓનો માલિક બનાવી દીધો જે મિસ્રમાં હતી. દુનિયાના આ ભાગમાં તે જ્યાં પણ જે કરવા માગતો હતો કરી શકતો હતો, એ ભૂમિ તેના હવાલે મૂકી દેવામાં આવી હતી, એટલે સુધી કે જો તે ઇચ્છતો હોત કે ફિરઔનને પોતાનો તાબેદાર બનાવી લે અને પોતે તેના કરતાં ઉચ્ચ થઈ જાય તો આ પણ કરી શકતો હતો.’’ બીજું કથન તેમણે મુજાહિદનું નોંધ્યું છે જે વિખ્યાત તફસીરના આલિમોમાંથી છે. તેમનો ખ્યાલ છે કે મિસ્રના રાજાએ યૂસુફ અ.સ.ના હાથે ઈસ્લામ કબૂલ કરી લીધો હતો.

(૪૯) અત્રે એ વાતની ચેતવણી આપવામાં આવી છે કે કોઈ માણસ દુનિયાના રાજય અને સત્તાને સદાચાર તથા સદાચરણનો અસલ બદલો અને ઇચ્છિત સાચું વળતર માની ન લે બલકે યાદ રાખે કે ઉત્તમ વળતર, અને જે વળતરની ચાહના મોમિનની અંદર હોવી જોઈએ, તે છે જે અલ્લાહતઆલા આખિરતમાં એનાયત કરશે.

(૫૦) અહીં ફરીથી ૭-૮ વર્ષની ઘટનાઓને અધવચ્ચે છોડી દઈને વાતનું અનુસંધાન એ સ્થળ સાથે જોડી દેવામાં આવ્યું છે જ્યાંથી બનીઇસ્રાઈલના મિસ્રમાં સ્થળાંતર અને હઝરત યાકૂબ અ.સ.ને પોતાના ખોવાયેલા પુત્રના સમાચાર મળવાની શરૂઆત થાય છે. વચ્ચે જે જે ઘટનાઓને છોડી દેવામાં આવી છે તેમનો ટૂંકસાર આ પ્રમાણે છે કે સ્વપ્નવાળી આગાહી અનુસાર હઝરત યૂસુફ અ.સ.ના રાજયશાસનના પહેલાં ૭ વર્ષ મિસ્રમાં અત્યંત સુખાકારીના પસાર થયાં અને આ વર્ષો દરમ્યાન તેમણે આગામી દુષ્કાળ માટે એ તમામ આગોતરા પગલાં લઈ લીધાં જેમની સલાહ રાજાનું ફળ જણાવતી વખતે તેઓ આપી ચુકયા હતાં. આના પછી દુષ્કાળનો જમાનો શરૂ થયો અને આ દુષ્કાળ મિસ્ર સુધી જ મર્યાદિત ન હતો બલકે આસપાસના દેશો પણ તેની લપેટમાં આવી ગયા હતાં. સીરિયા, ફિલિસ્તીન, પૂર્વ જોર્ડન, ઉત્તર અરબસ્તાન, બધે જ દુષ્કાળ વ્યાપેલો હતો.

أَلَا تَرَوْنَ أَنِّيٓ أُوفِى ٱلْكَيْلَ وَأَنَا۠ خَيْرُ ٱلْمُنزِلِينَ ﴿٥٩﴾ فَإِن لَّمْ
تَأْتُونِى بِهِۦ فَلَا كَيْلَ لَكُمْ عِندِى وَلَا تَقْرَبُونِ ﴿٦٠﴾ قَالُوا۟ سَنُرَٰوِدُ
عَنْهُ أَبَاهُ وَإِنَّا لَفَٰعِلُونَ ﴿٦١﴾ وَقَالَ لِفِتْيَٰنِهِ ٱجْعَلُوا۟ بِضَٰعَتَهُمْ
فِى رِحَالِهِمْ لَعَلَّهُمْ يَعْرِفُونَهَآ إِذَا ٱنقَلَبُوٓا۟ إِلَىٰٓ أَهْلِهِمْ لَعَلَّهُمْ
يَرْجِعُونَ ﴿٦٢﴾ فَلَمَّا رَجَعُوٓا۟ إِلَىٰٓ أَبِيهِمْ قَالُوا۟ يَٰٓأَبَانَا مُنِعَ مِنَّا ٱلْكَيْلُ

**જોતાં નથી કે હું કેવી રીતે માપિયું ભરીને આપું છું અને કેવો સારો મહેમાનદારી કરનાર છું. જો તમે તેને લાવશો નહીં તો મારી પાસે તમારા માટે કોઈ અનાજ નથી બલકે તમે મારી નજીક પણ ફરકશો[૫૨] નહીં.'' તેમણે કહ્યું ''અમે પ્રયત્ન કરીશું કે પિતાજી તેને મોકલવા માટે રાજી થઈ જાય, અને અમે આવું જરૂર કરીશું.'' યૂસુફે તેના સેવકોને ઈશારો કર્યો કે ''આ લોકોએ અનાજના બદલે જે માલ આપ્યો છે છાનામાના તેમના સામાનમાં જ મૂકી દો.'' આવું યૂસુફે આ અપેક્ષાએ કર્યું કે ઘરે પહોંચીને તેઓ તેમનો પાછો મળેલો માલ ઓળખી જશે (અથવા આ ઉદારતા બદલ આભારી થશે) અને કોઈ નવાઈની વાત નથી કે તેઓ ફરી પાછા આવે.**

**જ્યારે તેઓ તેમના પિતાની પાસે ગયાં ત્યારે બોલ્યાં ''પિતાજી, ભવિષ્યમાં અમને અનાજ આપવાનો ઈનકાર કરી દેવામાં આવ્યો છે,**

આવી પરિસ્થિતિમાં હઝરત યૂસુફ અ.સ.ની કુનેહભરી વ્યવસ્થાના કારણે ફકત મિસ્ર જ એક એવો દેશ હતો જયાં દુષ્કાળ છતાં અનાજ પુષ્કળ પ્રમાણમાં હતું. એટલા માટે પાડોશી દેશના લોકો અનાજ મેળવવા માટે મિસ્રમાં જવા માટે મજબૂર બન્યાં. આ જ એ તક હતી જયારે ફિલિસ્તીનમાંથી હઝરત યૂસુફ અ.સ.ના ભાઈ અનાજ ખરીદવા માટે મિસ્ર પહોંચ્યાં. એવું લાગે છે કે હઝરત યૂસુફ અ.સ.એ અનાજ વિતરણની વ્યવસ્થા એવી રીતે કરી હશે કે વિદેશોમાં વિશેષ પરવાનાઓ વિના અને વિશેષ જથ્થા કરતાં વધારે અનાજ આપી શકાતું નહીં હોય. આ કારણે જયારે યૂસુફ અ.સ.ના ભાઈઓએ વિદેશમાંથી આવીને અનાજ માટે માગણી કરી હશે ત્યારે તેમને વિશેષ પરવાનો મેળવવાની જરૂરત પડી હશે અને આવી રીતે હઝરત યૂસુફ અ.સ.ની સામે તેમને હાજર થવું પડ્યું હશે.

(૫૧) યૂસુફ અ.સ.ના ભાઈઓનું તેમને ન ઓળખવું એ કલ્પના બહારની વાત નથી કારણ કે જે વખતે તેમણે યૂસુફ અ.સ.ને કૂવામાં નાખ્યા હતાં ત્યારે તેઓ માત્ર ૧૭ વર્ષના કિશોર હતાં અને હવે તેમની ઉંમર ૩૮ વર્ષની આસપાસ હતી. આટલો લાંબો ગાળો માણસને ઘણો બદલી નાખે છે. બીજું, આ વાત તો તેમની કલ્પનામાં પણ ન હતી કે જે ભાઈને તેઓ કૂવામાં ફેંકી ગયા હતાં તે આજે મિસ્રનો સર્વ સત્તાધીશ હશે.

(૫૨) સંક્ષિપ્તમાં વાત કહેવાના કારણે કદાચ કોઈને આ સમજવામાં મુશ્કેલી થાય કે હઝરત યૂસુફ

فَأَرْسِلْ مَعَنَآ أَخَانَا نَكْتَلْ وَإِنَّا لَهٗ لَحٰفِظُوْنَ ﴿٦٣﴾ قَالَ هَلْ
اٰمَنُكُمْ عَلَيْهِ إِلَّا كَمَآ أَمِنْتُكُمْ عَلٰٓى أَخِيْهِ مِنْ قَبْلُ ؕ فَاللّٰهُ خَيْرٌ
حٰفِظًا ۪ وَّهُوَ أَرْحَمُ الرّٰحِمِيْنَ ﴿٦٤﴾ وَلَمَّا فَتَحُوْا مَتَاعَهُمْ وَجَدُوْا
بِضَاعَتَهُمْ رُدَّتْ إِلَيْهِمْ ؕ قَالُوْا يٰٓأَبَانَا مَا نَبْغِيْ ؕ هٰذِهٖ بِضَاعَتُنَا
رُدَّتْ إِلَيْنَا ۚ وَنَمِيْرُ أَهْلَنَا وَنَحْفَظُ أَخَانَا وَنَزْدَادُ كَيْلَ بَعِيْرٍ ؕ
ذٰلِكَ كَيْلٌ يَّسِيْرٌ ﴿٦٥﴾ قَالَ لَنْ أُرْسِلَهٗ مَعَكُمْ حَتّٰى تُؤْتُوْنِ مَوْثِقًا
مِّنَ اللّٰهِ لَتَأْتُنَّنِيْ بِهٖٓ إِلَّآ أَنْ يُّحَاطَ بِكُمْ ۚ فَلَمَّآ اٰتَوْهُ

---

તેથી આપ અમારા ભાઈને અમારી સાથે મોકલી દો કે જેથી અમે અનાજ લઈ આવીએ. અને તેના રક્ષણ માટે અમે જવાબદાર છીએ.'' પિતાએ જવાબ આપ્યો ''શું હું તેના મામલામાં તમારી ઉપર એવો જ વિશ્વાસ કરું જેવો આની પહેલાં તેના ભાઈના મામલામાં કરી ચુક્યો છું ? અલ્લાહ જ સારો રક્ષક છે અને તે સૌથી મોટો દયા કરનાર છે.'' પછી જ્યારે તેમણે તેમનો સામાન ખોલ્યો ત્યારે જોયું કે તેમનો માલ પણ તેમને પાછો આપી દેવામાં આવ્યો છે. આ જોઈને તેઓ બોલી ઊઠયાં ''પિતાજી, આપણને બીજું શું જોઈએ, જુઓ આ આપણો માલ પણ આપણને પરત આપી દેવામાં આવ્યો છે. બસ હવે અમે જઈશું અને અમારા બાળબચ્ચાં માટે અનાજ લઈ આવીશું, અમારા ભાઈનું રક્ષણ પણ કરીશું અને એક ઊંટભાર બીજું વધારે પણ લઈ આવીશું, આટલા અનાજનો વધારો સહેલાઈથી થઈ જશે.'' તેમના પિતાએ કહ્યું ''હું કદાપિ તેને તમારી સાથે નહીં મોકલું જ્યાં સુધી તમે અલ્લાહના નામે મને વચન ન આપી દો કે તેને મારી પાસે ચોક્કસ પાછો લઈ આવશો સિવાય કે કયાંક તમને ઘેરી જ લેવામાં આવે.'' જ્યારે તેમણે તેને

---

અ.સ. જયારે પોતાની જાતને તેમની સામે જાહેર કરવા માગતા ન હતાં ત્યારે તેમના ઓરમાયા ભાઈનો ઉલ્લેખ કેવી રીતે આવી ગયો અને તેમને લાવવા માટે આટલી હદે આગ્રહ કરવાનો અર્થ શો હતો કેમ કે આવી રીતે તો ભેદ ખુલી જતો હતો. પરંતુ થોડો વિચાર કરવાથી આ વાત સ્પષ્ટપણે સમજાઈ જાય છે કે ત્યાં અનાજની માપબંધી હતી અને દરેક માણસ અમુક નિયત પ્રમાણમાં જ અનાજ લઈ શકતો હતો. અનાજ લેવા માટે ૧૦ ભાઈઓ આવ્યા હતાં પરંતુ તેઓ તેમના પિતા અને ૧૧મા ભાઈ માટે પણ અનાજનો હિસ્સો માગતા હશે. એટલા માટે

مَوْثِقَهُمْ قَالَ اللّٰهُ عَلٰى مَا نَقُوْلُ وَكِيْلٌ ﴿٦٦﴾ وَقَالَ يٰبَنِيَّ لَا تَدْخُلُوْا
مِنْۢ بَابٍ وَّاحِدٍ وَّادْخُلُوْا مِنْ اَبْوَابٍ مُّتَفَرِّقَةٍ ؕ وَمَاۤ اُغْنِيْ عَنْكُمْ
مِّنَ اللّٰهِ مِنْ شَيْءٍ ؕ اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ ؕ عَلَيْهِ تَوَكَّلْتُ ۚ وَعَلَيْهِ
فَلْيَتَوَكَّلِ الْمُتَوَكِّلُوْنَ ﴿٦٧﴾ وَلَمَّا دَخَلُوْا مِنْ حَيْثُ اَمَرَهُمْ اَبُوْهُمْ ؕ

**પોતપોતાના વચન આપી દીધાં ત્યારે તેણે કહ્યું ‘‘જુઓ, આપણા આ વચન ઉપર અલ્લાહ નિરીક્ષક છે.’’ પછી તેણે કહ્યું ‘‘મારા પુત્રો, મિસ્રના પાટનગરમાં એક દરવાજામાંથી દાખલ ન થતાં બલકે અલગ અલગ દરવાજામાંથી જજો.[૫૩] પરંતુ હું અલ્લાહની મરજીથી તમને બચાવી શકતો નથી, હુકમ તેના સિવાય કોઈનો ચાલતો નથી, તેની જ ઉપર મેં ભરોસો કર્યો, અને જેને પણ ભરોસો કરવો હોય તેની જ ઉપર કરે.’’ અને બન્યું પણ એમજ કે જ્યારે તેઓ તેમના પિતાની સૂચના પ્રમાણે નગરમાં (અલગ અલગ દરવાજાંમાંથી) દાખલ થયાં ત્યારે તેનો આ**

હઝરત યૂસુફ અ.સ.એ કહ્યું હશે કે તમારા પિતાના નહીં આવવા માટે તો આ બહાનું સમજી શકાય છે કે તેઓ ઘણાં વૃદ્ધ છે અને જોઈ શકતાં નથી, પરંતુ ભાઈના ન આવવાનું તાર્કિક કારણ શું હોઈ શકે ? તમે એક બનાવટી નામ વાપરીને વધારે અનાજ મેળવી ગેરકાયદેસર વેપાર કરવાનો પ્રયત્ન તો નથી કરી રહ્યાં ને ? તેમણે જવાબમાં તેમના ઘરની પરિસ્થિતિનું થોડું વર્ણન કર્યું હશે અને જણાવ્યું હશે કે તે અમારો ભાઈ ઓરમાયો છે અને કેટલાક કારણોસર અમારા પિતા તેને અમારી સાથે મોકલવામાં આનાકાની કરે છે. ત્યારે હઝરત યૂસુફ અ.સ.એ કહ્યું હશે કે ઠીક છે, અત્યારે તો અમે તમારી વાત ઉપર વિશ્વાસ કરીને તમને પૂરેપૂરૂં અનાજ આપીએ છીએ પરંતુ હવેથી જો તમે તેને સાથે નહીં લાવો તો તમારા ઉપરથી ભરોસો ઊઠી જશે અને તમને અહીંથી કોઈ અનાજ મળી શકશે નહીં. આ સરકારી ધમકીની સાથે તેમણે તેમને પોતાના ઉપકાર તથા પોતાની મહેમાનદારી વડે રાજી કરવાની કોશિશ કરી હશે કેમ કે તેમનું દિલ તેમના નાના ભાઈને જોવા માટે તથા તેમના ઘરની પરિસ્થિતિને જાણવા માટે બેચેન હતું. આ છે સમગ્ર મામલાનું સાદું ચિત્ર જે થોડોક વિચાર કરવાથી આપોઆપ સમજમાં આવી જાય છે. આ પરિસ્થિતિમાં બાઈબલની એ અતિશયોક્તિભરેલી વાર્તા ઉપર વિશ્વાસ કરવાની કોઈ જરૂર રહેતી નથી જે ઉત્પત્તિના પુસ્તકના પ્રકરણ ૪૨-૪૩ માં ખૂબ રંગીન રૂપમાં પ્રસ્તુત કરવામાં આવી છે.

(૫૩) આના ઉપરથી ખ્યાલ આવે છે કે યૂસુફ અ.સ. પછી તેમના ભાઈને મોકલતી વખતે હઝરત યાકૂબ અ.સ.ના દિલ ઉપર શું વીતી રહ્યું હશે, જો કે તેમને ખુદા ઉપર ભરોસો હતો અને ધીરજ તથા અલ્લાહની મરજી ઉપર રાજી રહેવામાં તેમનું સ્થાન અત્યંત ઊંચું હતું. આમ છતાં છેવટે હતાં તો માણસ જ ! જાત જાતની આશંકાઓ દિલમાં આવતી હશે અને થોડી થોડી વારે આ વિચારથી ધ્રુજી ઊઠતાં હશે કે ખુદા જ જાણે છે કે હવે આ છોકરાનું મોંઢુ જોઈ પણ શકીશ કે નહીં? એટલા જ માટે તેઓ ઇચ્છતાં હશે કે પોતાનાથી બનતી તકેદારી લેવામાં કોઈ કચાશ બાકી ન રખાય.

مَا كَانَ يُغۡنِىۡ عَنۡهُمۡ مِّنَ اللّٰهِ مِنۡ شَىۡءٍ اِلَّا حَاجَةً فِىۡ نَفۡسِ
يَعۡقُوۡبَ قَضٰهَا‌ ؕ وَاِنَّهٗ لَذُوۡ عِلۡمٍ لِّمَا عَلَّمۡنٰهُ وَلٰـكِنَّ اَكۡثَرَ
النَّاسِ لَا يَعۡلَمُوۡنَ ۚ ﴿۶۸﴾ وَلَمَّا دَخَلُوۡا عَلٰى يُوۡسُفَ اٰوٰۤى اِلَيۡهِ
اَخَاهُ‌ قَالَ اِنِّىۡۤ اَنَا اَخُوۡكَ فَلَا تَبۡتَـئِسۡ بِمَا كَانُوۡا يَعۡمَلُوۡنَ ﴿۶۹﴾




**સાવચેતીનો ઉપાય અલ્લાહની મરજીની સામે કંઈ પણ કામ આવી શક્યો નહીં. હા, બસ યાકૂબના દિલમાં જે એક આશંકા હતી તેને દૂર કરવા માટે તેણે તેનાથી બનતો પ્રયાસ કરી લીધો. નિઃશંક તે અમારા આપેલા જ્ઞાનના લીધે જ્ઞાની હતો પરંતુ મોટાભાગના લોકો મામલાની હકીકતને જાણતાં નથી.[૫૪] (રુકૂઅ ૮)**

**આ લોકો યૂસુફની સમક્ષ પહોંચ્યાં ત્યારે તેણે તેના ભાઈને તેની પાસે અલગ બોલાવી લીધો અને તેને બતાવી દીધું કે ''હું તારો એ જ ભાઈ છું (જે ખોવાઈ ગયો હતો). હવે તું એ વાતોનું દુઃખ ન કર જે આ લોકો કરતા રહ્યાં છે.''[૫૫]**

મિસ્રના પાટનગરમાં બધાં ભાઈઓ એક જ દરવાજામાંથી દાખલ ન થાય એવી સાવચેતી રાખવાની સલાહ આપવાની વાત એ સમયે પ્રવર્તતી રાજકીય પરિસ્થિતિ ઉપર વિચાર કરવાથી સ્પષ્ટપણે સમજાઈ જાય છે. આ લોકો મિસ્ર રાજયની સરહદે આવેલા સ્વાયત્ત કબીલાના પ્રદેશના રહેવાસી હતાં. મિસ્રના લોકો આ વિસ્તારના લોકોને શંકાની નજરથી જોતાં હશે જે નજરથી ભારતનું અંગ્રેજી શાસન સ્વાયત્ત સરહદી વિસ્તારના લોકોને જોતું આવ્યું છે. હઝરત યાકૂબ અ.સ.ને એવો ડર લાગ્યો હશે કે આ દુષ્કાળના જમાનામાં જો આ લોકો એક જૂથ બનાવીને ત્યાં દાખલ થશે તો કદાચ તેમની ઉપર શંકા કરવામાં આવશે અને એવું અનુમાન કરવામાં આવશે કે આ લોકો લૂંટફાટના ઈરાદે અહીં આવ્યાં છે. ગત આયતમાં હઝરત યાકૂબ અ.સ. એ કહ્યું છે કે ''સિવાય કે તમને ઘેરી જ લેવામાં આવે.'' આ વિષયની તરફ પોતે જ ઇશારો કરી રહ્યો છે કે આ સલાહ રાજકીય કારણસર આપવામાં આવી હતી.

(૫૪) આનો અર્થ આ છે કે પ્રયત્ન અને ખુદા ઉપર ભરોસા વચ્ચે આ યોગ્ય સંતુલન જે તમે હઝરત યાકૂબ અ.સ.ના ઉપરોકત કથનોમાં જુઓ છો તે હકીકતમાં સત્યજ્ઞાનની એ મોટી બક્ષિસનું પરિણામ હતું જે અલ્લાહતઆલાની કૃપાથી તેમની ઉપર ઊતરી હતી. એક તરફ તેઓ દુનિયાના પ્રચલિત નિયમો અનુસાર એ બધાં જ ઉપાયો કરે છે જે અક્કલ-હોંશિયારી અને અનુભવના આધારે કરી શકાય તેમ હતાં. પુત્રોને તેમનો પહેલો ગુનો યાદ દેવડાવીને ઠપકો આપે છે કે જેથી તેઓ બીજીવાર એવો જ ગુનો કરવાની હિંમત ન કરે. તેમની પાસેથી ખુદાના નામે વચન લે છે કે ઓરમાયા ભાઈનું રક્ષણ કરશે અને એ વખતના રાજકીય વાતાવરણને જોતાં જે તકેદારીના પગલાંની જરૂર જણાય છે તેમનો પણ ઉપયોગ કરવાનો હુકમ આપે છે કે જેથી પોતાનાથી શકય હોય ત્યાં સુધી કોઈ બાહ્ય કારણ પણ એવું બાકી રાખવામાં ન આવે જે આ લોકોના ઘેરાઈ જવા માટેનું કારણ બને.

فَلَمَّا جَهَّزَهُم بِجَهَازِهِمْ جَعَلَ السِّقَايَةَ فِي رَحْلِ أَخِيهِ ثُمَّ
أَذَّنَ مُؤَذِّنٌ أَيَّتُهَا الْعِيرُ إِنَّكُمْ لَسَارِقُونَ ﴿٧٠﴾ قَالُوا وَأَقْبَلُوا عَلَيْهِم
مَّاذَا تَفْقِدُونَ ﴿٧١﴾ قَالُوا نَفْقِدُ صُوَاعَ الْمَلِكِ وَلِمَن

**જ્યારે યૂસુફ એ ભાઈઓનો સામાન ચઢાવવા માંડયો ત્યારે તેણે તેના ભાઈના સામાનમાં તેનો પ્યાલો મૂકી[૫૬] દીધો. પછી એક પોકારનારે પોકારીને કહ્યું ''હે કાફલાવાળા, તમે લોકો ચોર છો.''[૫૭] તેમણે સામેથી પૂછયું ''તમારી કઈ વસ્તુ ખોવાઈ ગઈ ?'' સરકારી સેવકોએ કહ્યું ''રાજાનો પ્યાલો અમને જડતો નથી.'' (અને તેમના ઉપરીએ**

પરંતુ બીજી તરફ હંમેશાં આ વાત તેમની નજર સમક્ષ છે, અને તેને વારંવાર જાહેર પણ કરે છે, કે કોઈ માનવીય ઉપાય અલ્લાહની મરજીને અમલી બનવાથી અટકાવી શકતો નથી અને સાચું રક્ષણ તો અલ્લાહનું જ રક્ષણ છે, તથા ભરોસો પોતાના ઉપાયો ઉપર નહીં બલકે અલ્લાહની કૃપા ઉપર જ હોવો જોઈએ. આ સાચું સંતુલન પોતાની વાતોમાં તથા પોતાના કામોમાં માત્ર એ જ માણસ જાળવી શકે છે જે સત્યનું જ્ઞાન ધરાવતો હોય તેમજ જે આ પણ જાણતો હોય કે દુનિયાના જીવનના બાહ્ય પાસામાં અલ્લાહની બનાવેલી પ્રકૃતિ માનવી પાસે કેવા પ્રયાસોનો તકાદો કરે છે, તથા આનાથી પણ વાકેફ હોય કે આ બાહ્યની પાછળ જે સત્ય હકીકત છૂપાયેલી છે તેના આધારે સાચી સંચાલક શકિત કઈ છે અને તેની હાજરીમાં પોતાના પ્રયાસો ઉપર માનવીનો ભરોસો કેવો પાયા વિનાનો છે. આ જ એ વાત છે જેને મોટા ભાગના લોકો જાણતાં નથી. આમાંથી જેના મગજમાં બાહ્યનું વર્ચસ્વ હોય છે તે ખુદા ઉપર ભરોસાથી ગાફેલ બનીને ઉપાયને જ સર્વસ્વ માની બેસે છે, અને જેના દિલ ઉપર અંતર છવાયેલું હોય છે તે ઉપાયોથી બેપરવા બનીને તદ્દન ખુદા પર ભરોસાના જોરે જ જીવનની ગાડી ચલાવવા માગે છે.

(૫૫) આ કથનમાં એ સમગ્ર દાસ્તાનને સમેટી લેવામાં આવી છે જે ૨૧-૨૨ વર્ષ પછી બન્ને સગા ભાઈઓના મિલન વખતે સામે આવી હશે. હઝરત યૂસુફ અ.સ.એ જણાવ્યું હશે કે તેઓ કેવી પરિસ્થિતિમાંથી પસાર થઈને આ દરજ્જાએ પહોંચ્યાં. બિનયમીને સંભળાવ્યું હશે કે તેમની ગેરહાજરીમાં ઓરમાયા ભાઈઓએ તેમની સાથે કેવો-કેવો દુર્વ્યવહાર કર્યો. પછી હઝરત યૂસુફ અ.સ.એ ભાઈને સાંત્વન આપ્યું હશે કે હવે તમે મારી પાસે જ રહેશો, આ જાલિમોના પંજામાં તમને બીજીવાર જવા નહીં દઊં. અશક્ય નથી કે આ જ પ્રસંગે બન્ને ભાઈઓ વચ્ચે આ પણ નક્કી થઈ ગયું હોય કે બિનયમીનને મિસ્રમાં રોકી લેવા માટે શું યુક્તિ કરવામાં આવે જેનાથી એ પડદો પણ પડેલો રહે જે હઝરત યૂસુફ અ.સ. કોઈ કારણસર હજુ નાખેલો રાખવા માગતા હતાં.

(૫૬) માપિયું મૂકી દેવાનું કૃત્ય લગભગ તો હઝરત યૂસુફ અ.સ.એ પોતાના ભાઈની સંમતિ સાથે અને તેની જાણકારીમાં કર્યું હતું જેમ કે આના પહેલાંની આયત ઈશારો કરી રહી છે. હઝરત યૂસુફ અ.સ. લાંબાગાળાથી વિખૂટા પડેલા પોતાના ભાઈને આ જુલમી ઓરમાયા ભાઈઓના પંજામાંથી છોડાવવા માગતાં હશે. ભાઈ પોતે પણ આ જુલમીઓની સાથે પાછો જવા માગતો નહીં હોય પરંતુ ખુલ્લંખુલ્લા તેને રોકી લેવો અને તેનું રોકાઈ જવું આના વિના શકય ન હતું કે હઝરત યૂસુફ અ.સ. પોતાના વ્યકિતત્વને જાહેર કરી દે અને આ જાહેરાત કરવી એ તબક્કે ડહાપણની વિરૂદ્ધ હતી. એટલા માટે બન્ને ભાઈઓમાં આ સલાહ થઈ હશે કે તેને

جَآءَ بِهٖ حِمۡلُ بَعِيۡرٍ وَّاَنَا بِهٖ زَعِيۡمٌ ﴿۷۲﴾ قَالُوۡا تَاللّٰهِ لَقَدۡ عَلِمۡتُمۡ
مَّا جِئۡنَا لِنُفۡسِدَ فِى الۡاَرۡضِ وَمَا كُنَّا سٰرِقِيۡنَ ﴿۷۳﴾ قَالُوۡا فَمَا
جَزَآؤُهٗۤ اِنۡ كُنۡتُمۡ كٰذِبِيۡنَ ﴿۷۴﴾ قَالُوۡا جَزَآؤُهٗ مَنۡ وُّجِدَ فِىۡ
رَحۡلِهٖ فَهُوَ جَزَآؤُهٗ ؕ كَذٰلِكَ نَجۡزِى الظّٰلِمِيۡنَ ﴿۷۵﴾ فَبَدَاَ
بِاَوۡعِيَتِهِمۡ قَبۡلَ وِعَآءِ اَخِيۡهِ ثُمَّ اسۡتَخۡرَجَهَا مِنۡ وِّعَآءِ اَخِيۡهِ ؕ
كَذٰلِكَ كِدۡنَا لِيُوۡسُفَ ؕ مَا كَانَ لِيَاۡخُذَ اَخَاهُ فِىۡ دِيۡنِ الۡمَلِكِ

**કહ્યું) ''જે માણસ લાવી આપશે તેના માટે એક ઊંટભાર ઈનામ છે, તેની જવાબદારી હું લઊં છું.'' એ ભાઈઓએ કહ્યું ''ખુદાના સોગંદ, તમે લોકો સારી પેઠે જાણો છો કે અમે આ દેશમાં ઉપદ્રવ કરવા આવ્યાં નથી અને અમે ચોરીઓ કરનારા લોકો નથી.'' તેમણે કહ્યું ''સારું, જો તમારી વાત ખોટી નીકળી તો ચોરની સજા છે ?'' તેમણે કહ્યું, ''તેની સજા ? જેના સામાનમાંથી વસ્તુ નીકળે તે પોતે જ તેની સજામાં રાખી લેવામાં આવે, અમારે ત્યાં તો આવા જુલમીઓને સજા આપવાની આ જ રીત છે.''[૫૮] ત્યારે યૂસુફે તેના ભાઈ પહેલાં તેમનાં થેલાંની જડતી લેવી શરૂ કરી, પછી પોતાના ભાઈના થેલામાંથી ખોવાયેલી વસ્તુ શોધી કાઢી — આવી રીતે અમે યૂસુફની મદદ અમારી યુક્તિ વડે કરી.[૫૯] તેનું આ કામ ન હતું કે રાજાના દીન (અર્થાત્ મિસ્રના શાહી કાનૂન)માં તેના ભાઈને પકડતો**

રોકવા માટે આ યુક્તિ અજમાવવામાં આવે. જો કે થોડા સમય માટે આમાં ભાઈનું ખરાબ દેખાતું હતું કે તેની ઉપર ચોરીનું કલંક લાગતું હતું પરંતુ પાછળથી આ કલંક આ રીતે સહેલાઈથી ધોઈ શકાય તેમ હતું કે બન્ને ભાઈઓ સાચી હકીકતને દુનિયાની સમક્ષ જાહેર કરી દે.

(૫૭) આ આયતમાં અને આના પછીની આયતોમાં પણ કયાંય આવો કોઈ ઈશારો નથી કે જેના ઉપરથી આ અનુમાન કરી શકાય કે હઝરત યૂસુફ અ.સ.એ તેમના નોકરોને આ રહસ્યમાં સામેલ કર્યા હતાં અને તેમણે પોતે જ શીખવાડ્યું હતું કે કાફલાના લોકો ઉપર ખોટો આક્ષેપ મૂકો. ઘટનાનું સાદું સ્વરૂપ જે સમજાય છે તે આ છે કે માપિયું ચુપચાપ રાખી દેવામાં આવ્યું હશે અને પાછળથી જ્યારે સરકારી નોકરોને એ મળ્યું નહીં હોય ત્યારે તેમણે ધારી લીધું હશે કે આ કામ આ કાફલાવાળાઓમાંથી જ કોઈનું છે જે અહીં રોકાયેલા હતાં.

(૫૮) અત્રે યાદ રહે કે આ ભાઈઓ ઈબ્રાહીમી વંશના સભ્યો હતાં એટલા માટે ચોરીના મામલામાં જે કાનૂન જણાવ્યો તે ઈબ્રાહીમી શરીઅતનો કાનૂન હતો એટલે કે ચોરને એ માણસની ગુલામીમાં આપી દેવામાં

اِلَّآ اَنْ يَّشَآءَ اللّٰهُ ؕ نَرْفَعُ دَرَجٰتٍ مَّنْ نَّشَآءُ ؕ وَ فَوْقَ كُلِّ ذِىْ

**સિવાય કે અલ્લાહ જ આવું ઇચ્છે.[૬૦] અમે જેના દરજ્જા ઇચ્છીએ વધારી દઈએ છીએ, અને એક જ્ઞાન ધરાવનાર આવો છે,**

આવે જેનો માલ તેણે ચોર્યો હોય.

(૫૯) અત્રે આ વાત ધ્યાન આપવા યોગ્ય છે કે આ સમગ્ર ઘટનાક્રમમાં એ કઈ યુક્તિ છે જે હઝરત યૂસુફ઼ અ.સ.ની હિમાયતમાં સીધેસીધી ખુદા તરફથી કરવામાં આવી? દેખીતું જ છે કે માપિયું રાખી દેવાની યુક્તિ તો હઝરત યૂસુફ઼ અ.સ. એ પોતે જ કરી હતી અને એ પણ દેખાય જ છે કે સરકારી નોકરો દ્વારા ચોરીની શંકામાં કાફલાવાળાંને રોકી લેવું પણ રાબેતા મુજબનું એક કામ હતું જે આવા સમયે બધાં જ સરકારી નોકરો કરતાં હોય છે. તો પછી એ વિશિષ્ટ ખુદાઈ યુક્તિ શું છે? ઉપરની આયતો શોધતા આના સિવાય બીજી કોઈ વસ્તુને આના માટે યોગ્ય ગણી શકાય તેમ નથી કે સરકારી નોકરોએ નિયમની બહાર જઈને જાતે શંકાસ્પદ આરોપીઓને ચોરીની સજા પૂછી, અને તેમણે એ સજા બતાવી જે ઇબ્રાહીમી શરીઅતના કાનૂનની રૂએ ચોરને આપવામાં આવતી હતી. આના બે લાભ થયાં, એક આ કે હઝરત યૂસુફ઼ અ.સ.ને ઇબ્રાહીમી શરીઅતના કાનૂન ઉપર અમલ કરવાની તક મળી ગઈ અને બીજું આ કે, ભાઈને જેલમાં મોકલવાને બદલે હવે તેઓ તેને પોતાની પાસે રાખી શકતા હતાં.

(૬૦) એટલે કે આ વાત હઝરત યૂસુફ઼ અ.સ.ની પયગમ્બરીની શાનને અનુરૂપ ન હતી કે તેઓ પોતાના એક વ્યકિતગત મામલામાં મિસ્રના રાજાના કાનૂન ઉપર અમલ કરે. પોતાના ભાઈને રોકી રાખવા માટે તેમણે જાતે જ યુક્તિ કરી હતી. તેમાં એક ખામી આ રહી ગઈ હતી કે ભાઈને રોકી શકાય તેમ તો હતું પરંતુ મિસ્રના રાજાના ફોજદારી કાનૂનનો અમલ કરવો પડે તેમ હતું, અને આ વાત તેમની પયગમ્બરીની શાનને અનુરૂપ ન હતી. જેણે રાજયની સત્તાઓ બિનઇસ્લામી કાયદાઓની જગ્યાએ ઇસ્લામી કાયદો લાગુ કરવા માટે પોતાના હાથમાં લીધી હતી. જો અલ્લાહે ઇચ્છયું હોત તો પોતાના નબીને આ અશોભનીય ભૂલમાં પડવા દેત, પરંતુ તેણે પસંદ ન કર્યું કે આ કલંક તેમની ઉપર લાગેલો રહે એટલા માટે તેણે સીધેસીધા પોતાની યુક્તિ વડે આ રસ્તો કાઢી દીધો કે અચાનક યૂસુફ઼ અ.સ.ના ભાઈઓને ચોરની સજા અંગે પૂછવામાં આવ્યું અને તેમણે તેના માટે ઇબ્રાહીમી શરીઅત હેઠળનો કાનૂન જણાવી દીધો. આ વસ્તુ તદ્દન સહજ હતી કેમ કે યૂસુફ઼ અ.સ.ના ભાઈઓ મિસ્રની પ્રજા ન હતાં, અલગ સ્વતંત્ર પ્રદેશમાંથી આવેલા લોકો હતાં, એટલા માટે જ્યારે તેઓ પોતે તેમના કાનૂન પ્રમાણે પોતાના માણસને એ માણસની ગુલામી માટે આપી દેવા તૈયાર હતાં જેનો માલ તેણે ચોર્યો હતો તો પછી મિસ્રના ફોજદારી કાનૂન પાસેથી આ મામલામાં મદદ લેવાની કોઈ જરૂર જ ન હતી. આ જ એ વસ્તુ છે જેને હવે પછીની બે આયતોમાં અલ્લાહતઆલાએ પોતાનો ઉપકાર તથા સર્વોપરી જાણકારી કહી છે. કોઈ પણ બંદા માટે આનાથી વધારે ઊંચો દરજ્જો બીજો શું હોઈ શકે કે તે કયારેક માનવીય નબળાઈના કારણે પોતે કોઈ ભૂલ કરી રહ્યો હોય ત્યારે અલ્લાહતઆલા ગેબી મદદ વડે તેને બચાવવાની વ્યવસ્થા કરી દે. આવો ઉચ્ચ દરજ્જો માત્ર એ જ લોકોને મળતો હોય છે જે લોકો તેમના કાર્યો દ્વારા મોટીમોટી અજમાયશોમાં ''મુહસિન'' હોવાનું સાબિત કરી ચુકયાં હોય. જો કે હઝરત યૂસુફ઼ અ.સ. જ્ઞાની હતાં, પોતે ખૂબ જ બુદ્ધિપૂર્વક કામ કરતા હતાં, તેમ છતાં આ પ્રસંગે તેમના જ્ઞાનમાં એક કચાશ રહી ગઈ અને તેને એ હસ્તીએ પૂરી કરી દીધી જે કોઈ પણ જ્ઞાની કરતાં ઉચ્ચતર છે.

અહીં કેટલીક વાતોની વધુ સ્પષ્ટતા કરવાની જરૂર છે જે અંગે અમે સંક્ષિપ્તમાં વાત કરીશું:

(૧) સામાન્ય રીતે આ આયતનો અનુવાદ આવો કરવામાં આવે છે કે ''યૂસુફ રાજાના કાનૂનની રૂએ પોતાના ભાઈને પકડી શકતો ન હતો''. એટલે કે مَا كَانَ لِيَاْخُذَ ને અનુવાદકો તથા તફસીરકર્તાઓ અસમર્થતાના અર્થમાં લે છે, નહીં કે બિનતંદુરસ્ત અથવા અયોગ્યતાના અર્થમાં. પરંતુ પહેલાં તો આ અનુવાદ અને તફસીર અરબી રૂઢિપ્રયોગ તથા કુર્આનના ઉપયોગો બન્ને રીતે યોગ્ય નથી. કેમ કે અરબીમાં مَا كَانَ لَهُ સામાન્ય રીતે مَا يَنْبَغِىْ لَهُ، مَا صَحَّ لَهُ، مَا اسْتَقَامَ لَهُ વગેરે અર્થ આવે છે, અને કુર્આનમાં પણ મોટાભાગે આ જ અર્થમાં આવે છે. દા.ત مَا كَانَ اللّٰهُ اَنْ يَّتَّخِذَ مِنْ وَّلَدٍ۔ مَا كَانَ لَنَا اَنْ نُّشْرِكَ بِاللّٰهِ مِنْ شَىْءٍ۔ مَا كَانَ اللّٰهُ لِيُطْلِعَكُمْ عَلَى الْغَيْبِ۔ مَا كَانَ اللّٰهُ لِيُضِيْعَ اِيْمَانَكُمْ فَمَا كَانَ اللّٰهُ لِيَظْلِمَهُمْ۔ مَا كَانَ اللّٰهُ لِيَذَرَ الْمُؤْمِنِيْنَ عَلٰى مَآ اَنْتُمْ عَلَيْهِ۔ مَا كَانَ لِمُؤْمِنٍ اَنْ يَّقْتُلَ مُؤْمِنًا۔ બીજું, જો આનો એ અર્થ કરવામાં આવે જે અનુવાદકો અને તફસીરકર્તાઓ સામાન્ય રીતે કરે છે તો વાત સાવ નિરર્થક બની જાય છે. રાજાના કાનૂનમાં ચોરને નહીં પકડી શકવાનું આખરે શું કારણ હોઈ શકે? શું દુનિયામાં ક્યારેય કોઈ એવું રાજય પણ રહ્યું છે જેનો કાનૂન ચોરની ધરપકડ કરવાની પરવાનગી આપતો ન હોય?

(૨) અલ્લાહતઆલાએ રાજાના કાનૂન માટે ''دين الملك'' ના શબ્દોનો ઉપયોગ કરીને પોતે એ અર્થની તરફ ઈશારો કરી દીધો છે જે مَا كَانَ لِيَاْخُذَ જે માંથી લેવાવો જોઈએ. દેખીતું છે કે અલ્લાહનો પયગમ્બર ધરતી ઉપર ''دين الله'' (અલ્લાહનો દીન) લાગુ કરવા માટે નિમાયો હતો નહીં કે ''دين الملك'' (રાજાનો દીન) લાગુ કરવા માટે. જો સંજોગોની લાચારીના કારણે તેના રાજયમાં એ વખતે પૂરી રીતે રાજાના દીનની જગ્યાએ અલ્લાહનો દીન લાગુ કરી શકાયો ન હતો તો પણ ઓછામાં ઓછું પયગમ્બરનું પોતાનું કામ તો આ ન હતું કે પોતે એક વ્યકિતગત મામલામાં રાજાના દીન ઉપર અમલ કરે. એટલા માટે હઝરત યૂસુફ અ.સ. દ્વારા રાજાના દીન અનુસાર પોતાના ભાઈની ધરપકડ ન કરવી આ કારણે ન હતું કે રાજાના દીનમાં આવું કરવા માટે ગુંજાશ ન હતી બલકે આનું એકમાત્ર કારણ આ હતું કે પયગમ્બર હોવાની હેસિયતથી પોતાના વ્યકિતગત મામલામાં અલ્લાહના દીન ઉપર અમલ કરવાની તેમની ફરજ હતી અને રાજાના દીન ઉપર અમલ કરવાનું તેમના માટે તદ્દન અયોગ્ય હતું.

(૩) દેશનો કાનૂન (Law of the Land) માટે ''દીન'' શબ્દનો ઉપયોગ કરીને અલ્લાહતઆલાએ દીનના અર્થનું ક્ષેત્ર પૂરી રીતે સ્પષ્ટ કરી દીધુ છે. આનાથી એ લોકોના દીનના ખ્યાલનું મૂળ કપાઈ જાય છે જે લોકો નબીઓ અ.સ.ના સંદેશને માત્ર સામાન્ય ધાર્મિક અર્થમાં એક અલ્લાહની પૂજા કરાવવા તેમજ ફકત થોડી ધાર્મિક વિધિઓ અને આસ્થાઓનું પાલન કરાવી લેવા સુધી મર્યાદિત માને છે, અને એમ માને છે કે માનવીય સંસ્કૃતિ, રાજનીતિ, અર્થવ્યવસ્થા, અદાલત, કાયદો તથા આવાં જ બીજા દુનિયાના કામોનો કોઈ સંબંધ દીન સાથે નથી, અથવા જો હોય તો પણ આ કામો વિષે દીનના આદેશો ફકત સ્વૈચ્છિક ભલામણો છે જેમની ઉપર જો અમલ કરવામાં આવે તો સારૂં છે નહીં તો મનુષ્ય માટે પોતાના બનાવેલા કાયદા-કાનૂન સ્વીકારી લેવામાં પણ કોઈ વાંધો નથી. આ તદ્દન ગુમરાહી ભરેલો દીનનો ખ્યાલ છે જે અંગે ઘણાં લાંબા સમયથી મુસલમાનોમાં ચર્ચા ચાલી રહી છે જે મોટાભાગે મુસલમાનોને ઈસ્લામી જીવનવ્યવસ્થાની સ્થાપના માટે પ્રયત્ન કરવા તરફથી ગફલતમાં મૂકી રાખવા માટે જવાબદાર છે, જેના કારણે મુસલમાનો કુફ્ર અને અજ્ઞાનની જીવનવ્યવસ્થા ઉપર રાજી જ નથી બલકે એક નબીની સુન્નત માનીને આ વ્યવસ્થાના હાથા બનવા માટે અને તેને પોતે ચલાવવા માટે પણ તૈયાર થઈ ગયાં આ આયતની રૂએ તદ્દન ખોટું પૂરવાર થાય છે. અહીં અલ્લાહતઆલા સ્પષ્ટ રીતે જણાવી રહ્યો છે કે જેવી રીતે નમાઝ, રોઝા અને હજ્જ દીન છે એવી જ રીતે એ કાનૂન પણ દીન છે જેની ઉપર સમાજની વ્યવસ્થા તથા દેશની વ્યવસ્થા ચલાવવામાં આવે છે. એટલા માટે اِنَّ الدِّيْنَ عِنْدَ اللّٰهِ الْاِسْلَامُ અને وَمَنْ يَّبْتَغِ غَيْرَ الْاِسْلَامِ دِيْنًا فَلَنْ يُّقْبَلَ مِنْهُ વગેરે આયતોમાં જે દીનના અનુસરણની માગણી કરવામાં આવી છે તેનો આશય ફકત નમાઝ, રોઝા જ નથી બલકે ઈસ્લામની સામાજિક વ્યવસ્થા પણ છે જેનાથી દૂર જઈને અન્ય

عِلْمٍ عَلِيْمٌ ﴿٧٦﴾ قَالُوْٓا اِنْ يَّسْرِقْ فَقَدْ سَرَقَ اَخٌ لَّهٗ مِنْ
قَبْلُ ۚ فَاَسَرَّهَا يُوْسُفُ فِيْ نَفْسِهٖ وَلَمْ يُبْدِهَا لَهُمْ ۚ قَالَ

**જે દરેક જ્ઞાની કરતાં ચઢિયાતો છે.**

**એ ભાઈઓએ કહ્યું "આ ચોરી કરે તો કોઈ આશ્ચર્યની વાત પણ નથી, આની પહેલાં આનો ભાઈ (યૂસુફ઼) પણ ચોરી કરી ચુક્યો છે."[૬૧] યૂસુફ઼ તેમની આ વાત સાંભળીને ગળી ગયો, હકીકત તેમની સમક્ષ ખોલી નહીં બસ (મનોમન) આટલું કહીને અટકી ગયો**

વ્યવસ્થાનું અનુસરણ ખુદાને ત્યાં કદાપિ સ્વીકાર્ય બની શકતું નથી.

(૪) આ સવાલ કરી શકાય કે આનાથી ઓછામાં ઓછું એટલું તો પુરવાર થાય છે કે એ વખત સુધી મિસ્રના રાજયમાં "રાજાનો કાયદો" જ અમલમાં હતો. હવે જયારે આ રાજયના સર્વોચ્ચ સત્તાધારી હઝરત યૂસુફ઼ અ.સ.જ હતાં, જેમ કે તમે પોતે અગાઉ સાબિત કરી ગયાં છો, તો આના ઉપરથી ફ઼રજિયાત રીતે માનવું પડે કે હઝરત યૂસુફ઼ અ.સ., ખુદાના પયગમ્બર, ખુદ પોતાના હાથે દેશમાં "રાજાનો કાયદો" અમલી બનાવી રહ્યા હતાં. આના પછી જો પોતાના વ્યકિતગત મામલામાં હઝરત યૂસુફ઼ અ.સ.એ "રાજાના કાયદા"ની જગ્યાએ ઈબ્રાહીમી શરીઅતના કાનૂન ઉપર અમલ કર્યો તો પણ તેનાથી શું ફ઼ર્ક પડી ગયો? આનો જવાબ આ છે કે, હઝરત યૂસુફ઼ અ.સ. અલ્લાહના કાનૂનને અમલી બનાવવા માટે જ નીમવામાં આવ્યા હતાં અને આ જ તેમની પયગમ્બરીનું મુખ્ય કાર્ય તથા તેમના રાજયનો ઉદ્દેશ્ય હતો, પરંતુ કોઈ પણ દેશનું તંત્ર વ્યવહારમાં એક દિવસમાં બદલાઈ જતું નથી. આજે જો કોઈ દેશ સંપૂર્ણપણે આપણા તાબા હેઠળ હોય અને આપણે તેમાં ઈસ્લામી વ્યવસ્થા કાયમ કરવા માટે શુદ્ધ દાનતથી જ તેનો વહીવટ આપણા હાથમાં લઈ લઈએ તો પણ તેની સાંસ્કૃતિક વ્યવસ્થા, આર્થિક વ્યવસ્થા, રાજકીય વ્યવસ્થા તેમજ અદાલતી અને કાનૂની વ્યવસ્થાને વ્યવહારમાં બદલતાં બદલતાં વર્ષો લાગી જશે અને અમુક સમયગાળા સુધી આપણને આપણી વ્યવસ્થામાં પણ ભૂતપૂર્વ કાયદાઓને જાળવી રાખવાં પડશે. શું ઈતિહાસ આના માટે સાક્ષી નથી કે ખુદ નબી સ.અ.વ.ને પણ અરબસ્તાનની જીવનવ્યવસ્થામાં સંપૂર્ણ ઈસ્લામી ક્રાંતિ લાવવા માટે ૯-૧૦ વર્ષ લાગ્યા હતાં ? આ સમય દરમ્યાન અંતિમ નબીના પોતાના રાજયમાં થોડાક વર્ષો સુધી દારૂ ગળાતો રહ્યો, વ્યાજની લેવડ-દેવડ થતી રહી, વારસાનો અજ્ઞાનકાળનો કાયદો ચાલુ રહ્યો, લગ્ન અને છૂટાછેડાના જૂનાં કાયદા ચાલુ રહ્યાં, ખોટા સોદાઓના ઘણાં સ્વરૂપો અમલમાં રહ્યાં, અને ઈસ્લામી દીવાની અને ફ઼ોજદારી કાયદાઓ પણ પહેલા દિવસથી જ સંપૂર્ણપણે અમલી ન બન્યાં. તેથી જો હઝરત યૂસુફ઼ અ.સ.ના રાજયમાં શરૂઆતના ૯-૧૦ વર્ષ સુધી અગાઉના મિસ્રી રાજાના અમુક કાયદાઓ ચાલતા રહ્યાં હોય તો તેમાં આશ્ચર્યની વાત કયાં છે અને આમાંથી આ દલીલ કેવી રીતે નીકળે છે કે ખુદાનો પયગમ્બર મિસ્રમાં ખુદાના કાનૂનને નહીં બલકે રાજાના કાનૂનને અમલી બનાવવા માટે નિમાયેલો હતો અને જયારે દેશમાં રાજાનો કાનૂન ચાલી જ રહ્યો હતો ત્યારે હઝરત યૂસુફ઼ અ.સ.ની પોતાની જાત માટે તેની ઉપર અમલ કરવો કેમ શોભનીય ન હતું. તો આ સવાલ પણ નબી સ.અ.વ. ની પદ્ધતિ ઉપર વિચાર કરવાથી સહેલાઈથી ઉકલી જાય છે. નબી સ.અ.વ.ના રાજયના શરૂઆતના ગાળામાં જયાં સુધી ઈસ્લામી કાયદાઓ લાગુ થયા ન હતાં, લોકો જૂની રીતો પ્રમાણે દારૂ પીતા રહ્યાં. પરંતુ શું નબી સ.અ.વ.એ પણ

أَنتُمْ شَرٌّ مَّكَانًا ۖ وَاللَّهُ أَعْلَمُ بِمَا تَصِفُونَ ﴿٧٧﴾ قَالُوا يَا أَيُّهَا
الْعَزِيزُ إِنَّ لَهُ أَبًا شَيْخًا كَبِيرًا فَخُذْ أَحَدَنَا مَكَانَهُ ۖ إِنَّا
نَرَاكَ مِنَ الْمُحْسِنِينَ ﴿٧٨﴾ قَالَ مَعَاذَ اللَّهِ أَن نَّأْخُذَ إِلَّا
રુકૂઅ ૯ مَن وَجَدْنَا مَتَاعَنَا عِندَهُ إِنَّا إِذًا لَّظَالِمُونَ ﴿٧٩﴾ ع

**કે ''ઘણાં જ દુષ્ટ છો તમે લોકો, (મારા મોઢામોઢ મારી ઉપર) જે આક્ષેપ તમે કરી રહ્યાં છો તેની હકીકત અલ્લાહ સારી રીતે જાણે છે.''**

**તેમણે કહ્યું ''હે સત્તાધારી અમલદાર (અઝીઝ[૬૨]), આનો બાપ ઘણો વૃદ્ધ માણસ છે, આની જગ્યાએ આપ અમારામાંથી કોઈને રાખી લો, અમે આપને ઘણો ભલો માણસ જોઈએ છીએ.'' યૂસુફે કહ્યું ''અલ્લાહની પનાહ, બીજા કોઈ માણસને અમે કેવી રીતે રાખી શકીએ. જેની પાસેથી અમને અમારો માલ જડયો છે[૬૩] તેને છોડીને બીજાને રાખીશું તો અમે જાલિમ હોઈશું.'' (રુકૂઅ ૯)**

---

દારૂ પીધો? લોકો વ્યાજની આપ-લે કરતા હતાં, પરંતુ શું નબી સ.અ.વ.એ પણ વ્યાજુકી લેવડ-દેવડ કરી? લોકો કરાર આધારિત લગ્નો કરતા રહ્યાં અને બે બહેનોને એક જ સાથે લગ્નબંધનમાં રાખતા રહ્યાં, પરંતુ શું નબી સ.અ.વ.એ પણ આવું કર્યું? આના ઉપરથી જણાય છે કે ઈસ્લામનો સંદેશ આપનારની વ્યાવહારિક મજબૂરીઓના કારણે ઈસ્લામી કાયદાઓને અમલમાં મૂકવામાં તબક્કાવાર અમલ કરવો બીજી વસ્તુ છે અને તેના પોતાના દ્વારા આ તબક્કાઓ દરમ્યાન અજ્ઞાનતાની પદ્ધતિઓ ઉપર અમલ કરવો બીજી વસ્તુ. તબક્કાવારની છૂટછાટો બીજા લોકો માટે છે. ઈસ્લામી સંદેશ તરફ બોલાવનારનું આ કામ નથી કે પોતે એ પદ્ધતિઓમાંથી કોઈની ઉપર અમલ કરે જેને નાબૂદ કરવા માટે તે નિમાયો છે.

(૬૧) આ તેમણે પોતાનો ડર દૂર કરવા માટે કહ્યું. પહેલાં બોલી ગયા હતાં કે અમે લોકો ચોર નથી. હવે જયારે જોયું કે માલ તેમના ભાઈના કોથળામાંથી મળી આવ્યો છે ત્યારે તરત જ એક ખોટી વાત ઉપજાવી કાઢીને તેમની જાતને એ ભાઈથી અલગ કરી લીધાં અને તેની સાથે તેના પહેલા ભાઈને પણ સંડોવી દીધો. આના ઉપરથી ખ્યાલ આવે છે કે હઝરત યૂસુફ અ.સ.ની ગેરહાજરીમાં બિનયમીનની સાથે આ ભાઈઓનો કેવો વ્યવહાર રહ્યો હશે અને કયા કારણસર તેની અને હઝરત યૂસુફ અ.સ.ની આ ઈચ્છા હશે કે તે તેમની સાથે ન જાય.

(૬૨) અહીં શબ્દ (અઝીઝ) عزیز જે હઝરત યૂસુફ અ.સ. માટે વાપરવામાં આવ્યો છે માત્ર તેના કારણે જ તફસીરકર્તાઓએ અનુમાન કરી લીધું કે હઝરત યૂસુફ અ.સ.ને એ જ હોદ્દા ઉપર નીમવામાં આવ્યા હતાં જેની ઉપર આ પહેલાં ઝુલેખાનો પતિ નિમાયેલો હતો. બીજું, આના ઉપર આગળ કલ્પનાની ઈમારત રચી દેવામાં આવી કે અગાઉનો અઝીઝ મરી ગયો હતો, હઝરત યૂસુફ અ.સ.ને તેની જગ્યાએ નીમવામાં આવ્યાં, ઝુલેખા ચમત્કારી રીતે ફરીથી યુવાન થઈ ગઈ, અને મિસ્રના રાજાએ તેની સાથે હઝરત યૂસુફ અ.સ.ના લગ્ન કરાવી દીધાં. હદ તો આ છે કે મિલનની રાત્રે હઝરત યૂસુફ અ.સ. અને ઝુલેખા વચ્ચે જે વાતો થઈ તે પણ કોઈ

فَلَمَّا اسْتَيْـَٔسُوْا مِنْهُ خَلَصُوْا نَجِيًّا ؕ قَالَ كَبِيْرُهُمْ اَلَمْ تَعْلَمُوْۤا
اَنَّ اَبَاكُمْ قَدْ اَخَذَ عَلَيْكُمْ مَّوْثِقًا مِّنَ اللّٰهِ وَ مِنْ قَبْلُ مَا
فَرَّطْتُّمْ فِىْ يُوْسُفَ ۚ فَلَنْ اَبْرَحَ الْاَرْضَ حَتّٰى يَاْذَنَ لِىْۤ اَبِىْۤ اَوْ
يَحْكُمَ اللّٰهُ لِىْ ۚ وَهُوَ خَيْرُ الْحٰكِمِيْنَ ﴿۸۰﴾ اِرْجِعُوْۤا اِلٰۤى اَبِيْكُمْ فَقُوْلُوْا
يٰۤاَبَانَاۤ اِنَّ ابْنَكَ سَرَقَ ۚ وَمَا شَهِدْنَاۤ اِلَّا بِمَا عَلِمْنَا وَمَا كُنَّا

**જ્યારે તેઓ યૂસુફથી નિરાશ થઈ ગયાં ત્યારે એક ખૂણામાં જઈને અંદરોઅંદર સલાહ કરવા માંડયાં. તેમનામાં જે સૌથી મોટો હતો તે બોલ્યો "તમે જાણતાં નથી કે તમારા પિતા તમારી પાસેથી અલ્લાહના નામે શું વચન લઈ ચુક્યાં છે અને આ પહેલાં યૂસુફના મામલામાં જે જુલમ તમે કરી ચૂક્યાં છો તે પણ તમને ખબર છે. હવે હું તો અહીંથી કદાપિ જઈશ નહીં જ્યાં સુધી મારા પિતા મને પરવાનગી ન આપે, અથવા પછી અલ્લાહ જ મારા માટે કોઈ ફેંસલો કરી દે કેમકે તે સૌથી સારો ફેંસલો કરનાર છે. તમે જઈને તમારા પિતાને કહો કે "પિતાજી, આપના પુત્રે ચોરી કરી છે. અમે તેને ચોરી કરતાં જોયો નથી, અમને જે કંઈ ખબર પડી છે બસ એ જ અમે કહી રહ્યાં છીએ, અને ગેબની**

માધ્યમ વડે આપણા તફસીરકર્તાઓ સુધી પહોંચી ગઈ. જો કે આ તમામ વાતો નર્યી અંધશ્રદ્ધા છે. 'અઝીઝ' શબ્દ વિષે અમે અગાઉ જણાવી ગયાં છીએ કે મિસ્રમાં આ કોઈ ખાસ હોદ્દાનું નામ ન હતું પરંતુ ફકત "સત્તા ધરાવનાર"ના અર્થમાં ઉપયોગ કરવામાં આવ્યો છે. લગભગ મિસ્રમાં મોટા લોકો માટે આ પ્રકારનો કોઈ શબ્દ ખાસ રીતે બોલવામાં આવતો હતો જેવી રીતે આપણા દેશમાં "સરકાર" શબ્દ બોલવામાં આવે છે. આનો જ અનુવાદ કુર્આનમાં "અઝીઝ" કરવામાં આવ્યો છે. હવે ઝુલેખા અને હઝરત યૂસુફના લગ્નની વાત કરીએ તો વાર્તાનો આધાર ફકત આટલો જ છે કે બાઈબલ અને તલમૂદમાં ફૌતીફરઅની પુત્રી આસનાથની સાથે તેમના લગ્નની રિવાયત વર્ણવવામાં આવી છે અને ઝુલેખાના પતિનું નામ ફૌતીફાર હતું. આ વસ્તુઓ ઈસ્રાઈલી રિવાયતોમાંથી નકલ થતી થતી આપણા તફસીરકર્તાઓ સુધી પહોંચી જેમ કે મૌખિક અફવાઓનો નિયમ છે, ફૌતીફરઅ સહેલાઈથી ફૌતીફાર બની ગયો, પુત્રીની જગ્યા પત્નીને મળી ગઈ અને પત્ની કોઈ પણ સંજોગોમાં ઝુલેખા જ હતી. એટલા માટે તેની સાથે હઝરત યૂસુફ અ.સ.ના લગ્ન કરાવવા માટે ફૌતીફારને મારી નાખવામાં આવ્યો, અને આવી રીતે "યૂસુફ ઝુલેખા" ની વાર્તા પૂર્ણ થઈ ગઈ.

(૬૩) અત્રે જે સાવચેતી રાખવામાં આવી છે તે જુઓ કે તેઓ "ચોર" કહેતાં નથી પરંતુ ફકત આટલું જ કહે છે કે "જેની પાસેથી અમે અમારો માલ મેળવ્યો છે" આને જ શરીઅતની પરિભાષામાં "તૌરિયા" કહે છે એટલે કે "હકીકત ઉપર પડદો નાખવો" અથવા "સાચી ઘટનાને છૂપાવવી." જ્યારે કોઈ જુલમનો ભોગ બનેલા માણસને અત્યાચારીથી બચાવવા અથવા કોઈ મોટા જાલિમને નાબૂદ કરવાનો રસ્તો આના સિવાય કંઈ ન હોય કે

لِلْغَيْبِ حٰفِظِيْنَ ﴿٨١﴾ وَسْـَٔلِ الْقَرْيَةَ الَّتِيْ كُنَّا فِيْهَا وَالْعِيْرَ
الَّتِيْٓ اَقْبَلْنَا فِيْهَا ۭ وَاِنَّا لَصٰدِقُوْنَ ﴿٨٢﴾ قَالَ بَلْ سَوَّلَتْ لَكُمْ
اَنْفُسُكُمْ اَمْرًا ۭ فَصَبْرٌ جَمِيْلٌ ۭ عَسَى اللّٰهُ اَنْ يَّاْتِيَنِيْ بِهِمْ
جَمِيْعًا ۭ اِنَّهٗ هُوَ الْعَلِيْمُ الْحَكِيْمُ ﴿٨٣﴾ وَتَوَلّٰى عَنْهُمْ وَقَالَ
يٰٓاَسَفٰى عَلٰي يُوْسُفَ وَابْيَضَّتْ عَيْنٰهُ مِنَ الْحُزْنِ فَهُوَ كَظِيْمٌ ﴿٨٤﴾
قَالُوْا تَاللّٰهِ تَفْتَؤُا تَذْكُرُ يُوْسُفَ حَتّٰى تَكُوْنَ حَرَضًا اَوْ
تَكُوْنَ مِنَ الْهٰلِكِيْنَ ﴿٨٥﴾ قَالَ اِنَّمَآ اَشْكُوْا بَثِّيْ وَحُزْنِيْٓ

---

**દેખરેખ તો અમે કરી શકતા ન હતાં. આપ એ વસ્તીના લોકોને પૂછી લો જ્યાં અમે હતાં. એ કાફલાને પૂછી લો જેની સાથે અમે આવ્યાં છીએ. અમે અમારી વાતમાં તદ્દન સાચા છીએ.''**

**પિતાએ આ વાત સાંભળીને કહ્યું ''હકીકતમાં તમારા મને તમારા માટે એક બીજી મોટી વાતને સહેલી બનાવી દીધી.[૬૪] સારું, આના માટે પણ ધીરજ રાખીશ અને સારી રીતે રાખીશ. દૂર નથી કે અલ્લાહ એ સૌને મારી સાથે મેળવી આપે, તે બધું જ જાણે છે અને તેના બધાં કામ ડહાપણ ઉપર આધારિત છે.'' પછી તે તેમના તરફથી મોઢું ફેરવીને બેસી ગયો અને કહેવા લાગ્યો કે ''હાય યૂસુફ!''—— તે મનોમન દુઃખથી ઓગળી રહ્યો હતો અને તેની આંખો સફેદ પડી ગઈ હતી —— પુત્રોએ કહ્યું ''અલ્લાહના સોગંદ ! આપ તો બસ યૂસુફને જ યાદ કર્યે જાઓ છો, સ્થિતિ આ આવી ગઈ છે કે તેના દુઃખમાં તમે તમારી જાતને ઓગાળી નાખશો અથવા તમારો જીવ લઈ લેશો.'' તેણે કહ્યું ''હું મારી પરેશાની અને મારા દુઃખની**

---

થોડુંક સચ્ચાઈ વિરૂદ્ધ બોલવામાં આવે અથવા હકીકતની વિરૂદ્ધ કોઈ બહાનું કરવામાં આવે, તો આવી પરિસ્થિતિમાં એક સંયમી માણસ સાવ જૂઠું બોલવાથી દૂર રહીને આવી વાત કહેવાનો અથવા આવી યુક્તિ કરવાનો પ્રયાસ કરશે જેનાથી સચ્ચાઈને છૂપાવીને બૂરાઈને નાબૂદ કરી શકાય. આવું કરવું શરીઅત તથા નીતિમત્તામાં કાયદેસર છે, શરત માત્ર આટલી છે કે કામ કાઢવા માટે આવું કરવામાં ન આવે પરંતુ કોઈ મોટા દૂષણને દૂર કરવા માટેનો આશય હોય. હવે જુઓ કે આ સમગ્ર મામલામાં હઝરત યૂસુફ અ.સ.એ કેવી રીતે કાયદેસર રીતે તૌરિયાની શરતો પૂરી કરી છે. ભાઈની સંમતિથી તેના સામાનમાં માપિયું મૂકી દીધું પરંતુ નોકરોને

إِلَى اللّٰهِ وَ اَعْلَمُ مِنَ اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ﴿٨٦﴾ يٰبَنِيَّ اذْهَبُوْا
فَتَحَسَّسُوْا مِنْ يُّوْسُفَ وَ اَخِيْهِ وَ لَا تَايْـَٔسُوْا مِنْ رَّوْحِ اللّٰهِ ؕ
اِنَّهٗ لَا يَايْـَٔسُ مِنْ رَّوْحِ اللّٰهِ اِلَّا الْقَوْمُ الْكٰفِرُوْنَ ﴿٨٧﴾ فَلَمَّا
دَخَلُوْا عَلَيْهِ قَالُوْا يٰۤاَيُّهَا الْعَزِيْزُ مَسَّنَا وَ اَهْلَنَا الضُّرُّ وَ جِئْنَا
بِبِضَاعَةٍ مُّزْجٰىةٍ فَاَوْفِ لَنَا الْكَيْلَ وَ تَصَدَّقْ عَلَيْنَا ؕ اِنَّ
اللّٰهَ يَجْزِى الْمُتَصَدِّقِيْنَ ﴿٨٨﴾ قَالَ هَلْ عَلِمْتُمْ مَّا فَعَلْتُمْ بِيُوْسُفَ
وَ اَخِيْهِ اِذْ اَنْتُمْ جٰهِلُوْنَ ﴿٨٩﴾ قَالُوْۤا ءَاِنَّكَ لَاَنْتَ يُوْسُفُ ؕ قَالَ

ફરિયાદ અલ્લાહ સિવાય કોઈને કરતો નથી, અને અલ્લાહથી જેવો હું વાકેફ છું તમે નથી. મારા પુત્રો, જઈને યૂસુફ અને તેના ભાઈની શોધખોળ કરો, અલ્લાહની કૃપાથી નિરાશ ન થાઓ, તેની કૃપાથી તો માત્ર કાફિરો જ નિરાશ થતાં હોય છે.''

જ્યારે આ લોકો મિસ્ર જઈને યૂસુફના હજૂરમાં દાખલ થયાં ત્યારે તેમણે અરજ કરી કે ''હે સત્તાધારી સરદાર ! અમે અને અમારા બાળબચ્ચાં સખત મુસીબતમાં મૂકાયેલાં છીએ, અને અમે મામુલી મૂડી લઈને આવ્યાં છીએ, આપ અમને પૂરેપૂરું અનાજ આપો અને અમને દાન આપો,[૬૫] અલ્લાહ દાન કરનારાઓને બદલો આપે છે.'' (આ સાંભળીને યૂસુફથી રહેવાયું નહીં) તેણે કહ્યું ''તમને કંઈ આની પણ ખબર છે કે તમે યૂસુફ અને તેના ભાઈની સાથે શું શું કર્યું હતું જ્યારે તમે અણસમજ હતાં ?'' તેઓ ચોંકીને બોલ્યાં ''હેં ! શું તમે યૂસુફ છો ?'' તેણે કહ્યું ''હા,

કહ્યું નહીં કે તેની ઉપર ચોરીનો આરોપ મૂકો. પછી જ્યારે સરકારી નોકરો ચોરીના આરોપ હેઠળ આ લોકોને પકડીને લાવ્યાં ત્યારે ચુપચાપ ઊભા થઈને જડતી લીધી. પછી જ્યારે આ ભાઈઓએ કહ્યું કે બિનયમીનની જગ્યાએ અમારામાંથી કોઈને રાખી લો તો તેના જવાબમાં પણ તેમની જ વાત તેમને પાછી વાળી દીધી કે તમારો પોતાનો હુકમ આ હતો કે જેના સામાનમાંથી તમારો માલ નીકળે તેને જ રાખી લેવામાં આવે તેથી હવે જ્યારે તમારી સામે જ બિનયમીનના સામાનમાંથી અમારો માલ નીકળ્યો છે અને તેને જ અમે રાખી લઈએ છીએ, બીજાને તેની જગ્યાએ કેવી રીતે રાખી શકીએ? આ પ્રકારના તૌરિયાના ઉદાહરણો ખુદ નબી સ.અ.વ.ની લડાઈઓમાં પણ મળે છે અને કોઈ દલીલ વડે આને નૈતિક રીતે ખરાબ કહી શકાય તેમ નથી.

اَنَا يُوْسُفُ وَ هٰذَاۤ اَخِيْ ؗ قَدْ مَنَّ اللّٰهُ عَلَيْنَا ؕ اِنَّهٗ مَنْ يَّتَّقِ وَ
يَصْبِرْ فَاِنَّ اللّٰهَ لَا يُضِيْعُ اَجْرَ الْمُحْسِنِيْنَ ﴿۹۰﴾ قَالُوْا تَاللّٰهِ لَقَدْ
اٰثَرَكَ اللّٰهُ عَلَيْنَا وَ اِنْ كُنَّا لَخٰطِـِٕيْنَ ﴿۹۱﴾ قَالَ لَا تَثْرِيْبَ عَلَيْكُمُ
الْيَوْمَ ؕ يَغْفِرُ اللّٰهُ لَكُمْ ؗ وَ هُوَ اَرْحَمُ الرّٰحِمِيْنَ ﴿۹۲﴾ اِذْهَبُوْا
بِقَمِيْصِيْ هٰذَا فَاَلْقُوْهُ عَلٰى وَجْهِ اَبِيْ يَاْتِ بَصِيْرًا ۚ وَ اْتُوْنِيْ
بِاَهْلِكُمْ اَجْمَعِيْنَ ﴿۹۳﴾ وَ لَمَّا فَصَلَتِ الْعِيْرُ قَالَ اَبُوْهُمْ اِنِّيْ
لَاَجِدُ رِيْحَ يُوْسُفَ لَوْ لَاۤ اَنْ تُفَنِّدُوْنِ ﴿۹۴﴾ قَالُوْا تَاللّٰهِ اِنَّكَ

રુકૂઅ ૧૦

હું યૂસુફ છું અને આ મારો ભાઈ છે. અલ્લાહે અમારી ઉપર ઉપકાર કર્યો. હકીકત આ છે કે જો કોઈ સંયમ અને ધીરજ રાખે તો અલ્લાહને ત્યાં આવા સદાચારી લોકોનું વળતર એળે જતું નથી.'' તેમણે કહ્યું, ''અલ્લાહના સોગંદ, અલ્લાહે તમને અમારી ઉપર શ્રેષ્ઠતા આપી અને ખરેખર અમે કસૂરવાર હતાં.'' તેણે જવાબ આપ્યો ''આજે તમારી ઉપર કોઈ પકડ નથી, અલ્લાહ તમને માફ કરે, તે સૌથી મોટો દયા કરનાર છે. જાઓ, મારું આ ખમીસ લઈ જાઓ અને મારા પિતાના મોં ઉપર નાખી દો, તેમની દૃષ્ટિ પાછી આવી જશે, અને તમારા બધાં બાળબચ્ચાંને મારી પાસે લઈ આવો.'' (રુકૂઅ ૧૦)

જ્યારે આ કાફલો (મિસ્રથી) રવાના થયો ત્યારે તેમના પિતાએ (કિન્આનમાં) કહયું ''હું યૂસુફની મહેક અનુભવી રહ્યો છું,[૬૬] તમે લોકો ક્યાંક આ કહેવા ન લાગો કે ઘડપણમાં મારી બુદ્ધિ મારી ગઈ છે.'' ઘરના લોકો બોલ્યાં, ''અલ્લાહના સોગંદ ! હજી પણ આપ

(૬૪) એટલે કે તમારા મતે આ માની લેવાનું ખૂબ જ સહેલું છે કે મારો પુત્ર, જેના સારા ચારિત્ર્યથી હું સારી પેઠે વાકેફ છું, એક માપિયાની ચોરી કરી શકે છે. અગાઉ તમારા માટે તમારા એક ભાઈને જાણીજોઈને ગુમ કરી દેવો અને તેના ખમીસ ઉપર બનાવટી લોહી લગાડીને આવવું ખૂબ સહેલું બની ગયું હતું. હવે એક બીજા ભાઈને ખરેખર ચોર માની લેવો અને આવીને મને તેના સમાચાર આપવાનું પણ એવી જ રીતે સહેલું બની ગયું.

(૬૫) એટલે કે અમારી આ વિનંતીને ધ્યાનમાં લઈને જે કંઈ આપ અમને આપશો તે એક રીતે આપના તરફથી દાન હશે. આ અનાજની કિંમત પેટે જે મૂડી અમે આપી રહ્યાં છીએ તે તો નિઃશંકપણે પૂરતી નથી કે

لَفِىْ ضَلٰلِكَ الْقَدِيْمِ ﴿٩٥﴾ فَلَمَّآ اَنْ جَآءَ الْبَشِيْرُ اَلْقٰىهُ عَلٰى
وَجْهِهٖ فَارْتَدَّ بَصِيْرًا ۚ قَالَ اَلَمْ اَقُلْ لَّكُمْ ۚۙ اِنِّىْٓ اَعْلَمُ مِنَ
اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ﴿٩٦﴾ قَالُوْا يٰٓاَبَانَا اسْتَغْفِرْ لَنَا ذُنُوْبَنَآ اِنَّا
كُنَّا خٰطِــِٕيْنَ ﴿٩٧﴾ قَالَ سَوْفَ اَسْتَغْفِرُ لَكُمْ رَبِّىْ ؕ اِنَّهٗ هُوَ
الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿٩٨﴾ فَلَمَّا دَخَلُوْا عَلٰى يُوْسُفَ اٰوٰٓى اِلَيْهِ اَبَوَيْهِ وَ

**આપની એ જ જૂની ઘેલછામાં પડેલાં છો.''[૬૭]**

**પછી જ્યારે ખુશખબર લાવનાર આવ્યો ત્યારે તેણે યૂસુફનું ખમીસ યાકૂબના મોં ઉપર નાખી દીધું અને એકાએક તેની દૃષ્ટિ પાછી આવી ગઈ. ત્યારે તેણે કહ્યું ''હું તમને કહેતો ન હતો ? હું અલ્લાહ તરફથી એ બધું જાણું છું જે તમે નથી જાણતાં.'' બધાં બોલી ઊઠ્યાં ''પિતાજી, આપ આમારા ગુનાઓની માફી માટે દુઆ કરો, ખરેખર અમે કસૂરવાર હતાં.'' તેણે કહ્યું ''હું મારા માલિકને તમારા માટે માફીની વિનંતી કરીશ, તે મોટો માફ કરનાર અને દયાળુ છે.''**

**પછી જ્યારે આ લોકો યૂસુફની પાસે પહોંચ્યાં[૬૮] ત્યારે તેણે તેના માતાપિતાને પોતાની સાથે બેસાડી લીધાં[૬૯] અને (તેના**

એટલા પ્રમાણમાં અનાજ અમને આપવામાં આવે જે અમારી જરૂરિયાત માટે પૂરતું હોય.

(૬૬) આના ઉપરથી નબીઓ અ.સ.ની અસાધારણ શકિતઓનો ખ્યાલ આવે છે કે હજુ કાફલો હઝરત યૂસુફ અ.સ.નું ખમીસ લઈને મિસ્રથી રવાના થયો છે ત્યાં તો સેંકડો માઈલ દૂર હઝરત યાકૂબ અ.સ.તેની મહેક પામી જાય છે. પરંતુ આના જ ઉપરથી આ પણ જણાય છે કે નબીઓ અ.સ.ની આ શકિતઓ તેમની કોઈ આગવી શકિતઓ ન હતી બલકે અલ્લાહની બક્ષીસ દ્વારા તેમને મળેલી હતી અને અલ્લાહ જયારે અને જેટલા પ્રમાણમાં ઈચ્છતો હતો તેમને ઉપયોગ કરવાની તક આપતો હતો. હઝરત યૂસુફ અ.સ. વર્ષો સુધી મિસ્રમાં રહ્યાં અને કયારેય હઝરત યાકૂબ અ.સ.ને તેમની મહેક ન આવી પરંતુ હવે અચાનક જ તેમની સમજશકિત એટલી તીવ્ર બની ગઈ કે હજુ તેમનું ખમીસ મિસ્રથી નીકળ્યું છે અને ત્યાં તેમની મહેક આવવાની શરૂ થઈ ગઈ.

અહીં આ ઉલ્લેખ કરવો પણ રસપ્રદ રહેશે કે એક તરફ કુર્આન હઝરત યાકૂબ અ.સ.ને આવી પયગમ્બરી શાનમાં રજૂ કરી રહ્યો છે અને બીજી તરફ બનીઇસ્રાઈલ તેમને એવા રંગમાં દેખાડે છે કે જાણે તે અરબસ્તાનનો કોઈ સામાન્ય ગામઠી માણસ હોય. બાઈબલ જણાવે છે કે જયારે પુત્રોએ આવીને સમાચાર આપ્યાં કે ''યૂસુફ અત્યાર સુધી જીવતો છે અને તે જ સમગ્ર મિસ્રના દેશનો શાસક છે ત્યારે યાકૂબના દિલને ધક્કો લાગ્યો કેમ કે તેણે તેનો વિશ્વાસ ન કર્યો..... અને જયારે તેમના પિતા યાકૂબે એ ગાડીઓ જોઈ લીધી જે યૂસુફે તેમને લાવવા માટે મોકલી હતી ત્યારે તેના જીવને હાશ થઈ. (ઉત્પત્તિ, ૪૫:૨૬-૨૭)

(૬૭) આના ઉપરથી જણાય છે કે સમગ્ર પરિવારમાં હઝરત યૂસુફ અ.સ. સિવાય કોઈ પણ તેમના પિતાની કદર કરતો ન હતો અને હઝરત યૂસુફ અ.સ.પોતે પણ આ લોકોના માનસિક અને નૈતિક પતનથી ખૂબ જ નિરાશ હતાં. ઘરના દીપકનો પ્રકાશ બહાર ફેલાઈ રહ્યો હતો પરંતુ ખુદ ઘરના લોકો અંધારામાં હતાં અને તેમની નજરમાં તે એક ઠીકરા કરતાં વધારે ન હતો. કુદરતના આ ઉપહાસનો ઇતિહાસનો મોટાભાગના મહાનુભાવોએ સામનો કર્યો છે.

(૬૮) બાઇબલમાં જણાવવામાં આવ્યું છે કે કુટુંબના બધાં જ માણસો જે એ વખતે મિસ્ર ગયા હતાં, કુલ ૬૭ હતાં. આ સંખ્યામાં બીજા કુટુંબોની એ છોકરીઓને ગણવામાં આવી નથી જે હઝરત યાકૂબ અ.સ.ને ત્યાં પરણીને આવેલી હતી. એ વખતે હઝરત યાકૂબ અ.સ.ની ઉંમર ૧૩૦ વર્ષ હતી અને ત્યાર પછી તેઓ મિસ્રમાં ૧૭ વર્ષ સુધી જીવતા રહ્યાં.

અત્રે એક અભ્યાસુના મગજમાં આ સવાલ ઉત્પન્ન થાય છે કે બનીઇસ્રાઈલ જયારે મિસ્રમાં પ્રવેશ્યાં ત્યારે હઝરત યૂસુફ અ.સ. સહિત તેમની સંખ્યા ૬૮ હતી. અને જયારે લગભગ ૫૦૦ વર્ષ પછી તેઓ મિસ્રમાંથી નીકળ્યાં ત્યારે તેઓ લાખોની સંખ્યામાં હતાં. બાઇબલમાં કહેવામાં આવ્યું છે કે નિર્ગમન પછી બીજા વર્ષે સીનાના જંગલમાં હઝરત મૂસા અ.સ.એ તેમની જે વસ્તી ગણતરી કરાવી હતી તેમાં ફકત યુદ્ધને લાયક પુરૂષોની સંખ્યા ૬,૦૩,૫૫૦ હતી. આનો અર્થ આ થયો કે સ્ત્રીઓ, પુરૂષો, બાળકો, બધાં મળીને ઓછામાં ઓછા ૨૦ લાખ હશે. શું કોઈ પણ હિસાબે ૫૦૦ વર્ષમાં ૬૮ માણસોની આટલી સંતાન હોઈ શકે? મિસ્રની કુલ વસ્તીને એ જમાનામાં ૨ કરોડ ધારી લઈએ (જે ખરેખર ખૂબ જ અતિશયોકિતભર્યો અંદાજ હશે) તો આનો અર્થ આ છે કે માત્ર બનીઇસ્રાઈલ ત્યાં ૧૦ ટકા હતાં. શું એક કુટુંબ ફકત સંતતિ દ્વારા આટલી હદે વધી શકે? આ પ્રશ્ન ઉપર વિચાર કરવાથી એક મહત્ત્વની સચ્ચાઈ ખુલે છે. દેખીતું છે કે ૫૦૦ વર્ષના ગાળામાં એક કુટુંબ આટલી હદે વધી તો ન શકે. પરંતુ બનીઇસ્રાઈલ પયગમ્બરોની સંતાન હતાં. તેમના સરદાર હઝરત યૂસુફ અ.સ., જેમના કારણે મિસ્રમાં તેમને સ્થિરતા મળી, પોતે પયગમ્બર હતાં. તેમના પછી ૪-૫ સૈકાઓ સુધી દેશની સત્તા આ જ લોકોના હાથમાં રહી. આ સમયગાળામાં જરૂર તેમણે મિસ્રમાં ઇસ્લામનો ભારે પ્રચાર-પ્રસાર કર્યો હશે. મિસ્રવાસીઓમાંથી જે લોકોએ ઇસ્લામ અંગીકાર કર્યો હશે તેમનો ધર્મ જ નહીં બલકે તેમની સંસ્કૃતિ અને જીવનની સમગ્ર પદ્ધતિ બિનમુસ્લિમ મિસ્રી લોકો કરતાં અલગ અને બનીઇસ્રાઈલ જેવી બની ગઈ હશે. મિસ્રી લોકોએ આ તમામને એવી જ રીતે અલગ ગણ્યાં હશે જેવી રીતે ભારતમાં હિંદુઓએ ભારતીય મુસલમાનોને અલગ ગણ્યાં. તેમની ઉપર ઇસ્રાઈલી શબ્દ એવી જ રીતે ચોડી દેવામાં આવ્યો હશે જેવી રીતે બિનઆરબ મુસલમાનો ઉપર ''મોહમેડન'' શબ્દ આજે ચોડી દેવામાં આવે છે. અને તેઓ પોતે પણ ધાર્મિક અને સાંસ્કૃતિક સંબંધો તથા બેટી વ્યવહારના સંબંધોના કારણે બિનમુસ્લિમ મિસ્રી લોકોથી અલગ અને બનીઇસ્રાઈલ સાથે જોડાઈ ગયાં હશે. આ જ કારણ છે કે જયારે મિસ્રમાં રાષ્ટ્રવાદનું તોફાન ઉદ્ભવ્યું ત્યારે જુલમ માત્ર બનીઇસ્રાઈલ ઉપર જ કરવામાં આવ્યાં નહીં બલકે મિસ્રના મુસલમાનોને પણ તેમની સાથે સરખી રીતે લપેટી લેવામાં આવ્યાં અને જયારે બનીઇસ્રાઈલે દેશ છોડ્યો ત્યારે મિસ્રના મુસલમાનો પણ તેમની સાથે જ નીકળી ગયાં અને આ તમામની ગણના ઇસ્રાઈલી લોકોમાં જ થવા માંડી.

અમારા આ અનુમાનને સમર્થન બાઇબલના અનેક સંકેતો ઉપરથી મળે છે. દા.ત. ''નિર્ગમન'' માં જયાં બનીઇસ્રાઈલના મિસ્રમાંથી નીકળવાનો અહેવાલ આપવામાં આવ્યો છે ત્યાં બાઇબલનો લેખક કહે છે કે ''તેમની સાથે એક મિશ્ર જૂથ પણ ગયું'' (૧૨ઃ૩૮). આવી જ રીતે ''ગણતરી'' માં તે ફરીથી કહે છે કે ''જે મિશ્ર જૂથ એ લોકોમાં હતું તે જાતજાતની ઇચ્છાઓ કરવા લાગ્યું'' (૧૧ઃ૪). ત્યાર પછી ધીમે ધીમે આ બિનઇસ્રાઈલી મુસલમાનો માટે ''અજ્નબી અને પરદેશી'' ના શબ્દપ્રયોગોનો ઉપયોગ થવા માંડયો. એટલા માટે તૌરાતમાં

قَالَ ادْخُلُوْا مِصْرَ اِنْ شَآءَ اللّٰهُ اٰمِنِيْنَ ﴿٩٩﴾ وَ رَفَعَ اَبَوَيْهِ عَلَى الْعَرْشِ وَ خَرُّوْا لَهٗ سُجَّدًا ۚ وَ قَالَ يٰۤاَبَتِ هٰذَا تَاْوِيْلُ رُءْيَايَ

**સૌ પરિવારજનોને) કહ્યું "ચાલો, હવે શહેરમાં ચાલો, અલ્લાહે ઈચ્છયું તો સુખશાંતિથી રહેશો." (શહેરમાં દાખલ થયા પછી) તેણે તેના માતાપિતાને ઊઠાવીને પોતાની પાસે સિંહાસન ઉપર બેસાડ્યાં અને બધાં જ અનાયાસે તેની સમક્ષ સિજદામાં ઝૂકી ગયાં.[૭૦] યૂસુફે કહ્યું "પિતાજી, આ ફલાદેશ છે મારા એ સ્વપ્નનો**

હઝરત મૂસા અ.સ. ને જે હુકમો આપવામાં આવ્યાં તેમાં આપણને આ સ્પષ્ટતા મળે છેઃ

"તમારા માટે અને એ પરદેશી માટે જે તમારી વચ્ચે રહે છે પેઢી દર પેઢી હંમેશાં એક જ કાયદો રહેશે. માલિકની સામે પરદેશીઓ પણ એવાં જ હશે જેવાં તમે છો. તમારા માટે અને પરદેશીઓ માટે જે તમારી સાથે રહે છે એક જ કાનૂન અને એક જ કાયદો રહે". (ગણના, ૧૫:૧૫-૧૬)

"જે માણસ નિર્ભય બનીને ગુના કરે પછી તે દેશી હોય કે પરદેશી તે ખુદાનું અપમાન કરે છે. તે માણસને તેના લોકોમાંથી કાપી નાખવામાં આવશે" (ગણના, ૧૫:૩૦).

"ચાહે ભાઈ-ભાઈનો મામલો હોય કે પરદેશીનો તમે તેમનો ફેંસલો ન્યાયપૂર્વક કરજો."(પુનર્નિયમ, ૧:૧૬)

હવે આ શોધવું ઘણું મુશ્કેલ છે કે ખુદાઈ કિતાબમાં બિનઈસ્રાઈલીઓ માટે એ મૂળ શબ્દ કયો વાપરવામાં આવ્યો હતો જેને અનુવાદકોએ "પરદેશી" બનાવી દીધો.

(૬૯) તલમૂદમાં લખ્યું છે કે જયારે હઝરત યાકૂબ અ.સ.ના આગમનના સમાચાર પાટનગરમાં પહોંચ્યાં ત્યારે હઝરત યૂસુફ અ.સ. સરકારના મોટામોટા અમીર-ઉમરાવો અને પદાધિકારીઓ તથા લાવલશ્કર લઈને તેમના સ્વાગત માટે નીકળ્યાં અને ભવ્ય સ્વાગત સાથે તેમને શહેરમાં લાવ્યાં. એ દિવસ ત્યાં ઉત્સવનો દિવસ હતો. સ્ત્રીઓ, પુરૂષો, બાળકો, બધાં જ આ સરઘસને જોવા માટે એકત્ર થઈ ગયા હતાં અને સમગ્ર દેશમાં આનંદની લહેર છવાઈ ગઈ હતી.

(૭૦) આ શબ્દ سجدہ (સિજદહ)ના કારણે ઘણાં લોકોને ગેરસમજ થઈ છે. એટલે સુધી કે એક જૂથે તો આના ઉપરથી દલીલ મેળવીને રાજાઓ અને પીરો માટે "સિજદએ તહૈયહ" અને "સિજદએ તાઝીમી"ની કાનૂની છૂટ લઈ લીધી છે. બીજાં લોકોને આ બૂરાઈથી બચવા માટે આના માટે આ બહાનું કાઢવું પડયું કે અગાઉની શરીઅતોના કાયદાઓમાં ફકત અલ્લાહ સિવાયના બીજાંની ઈબાદત માટે સિજદો કરવાની મનાઈ હતી, બાકી એ સિજદો કે જેમાં ઈબાદતની ભાવના ન હોય તો તે ખુદા સિવાય બીજાંને પણ કરી શકાતો હતો, અલબત્ત, શરીઅતેમુહમ્મદીમાં દરેક પ્રકારના ગૈરુલ્લાહ માટેનો સિજદો હરામ કરી દેવામાં આવ્યો. પરંતુ તમામ જ ગેરસમજો હકીકતમાં આ કારણે પેદા થઈ છે કે "સિજદા" શબ્દને પ્રવર્તમાન ઈસ્લામી શબ્દપ્રયોગનો સમાનાર્થી માની લેવામાં આવ્યો, એટલે કે હાથ, ઘૂંટણ અને કપાળ જમીન પર ટેકવાં. જો કે સિજદાનો મૂળ અર્થ ફકત નમન કરવાનો છે અને અહીં આ શબ્દ આ જ અર્થમાં ઉપયોગમાં લેવામાં આવ્યો છે. પ્રાચીન સભ્યતામાં આ પદ્ધતિ

مِن قَبْلُ ۫ قَدْ جَعَلَهَا رَبِّي حَقًّا ۖ وَقَدْ أَحْسَنَ بِيٓ إِذْ

**જે મેં અગાઉ જોયું હતું, મારા માલિકે તેને હકીકત બનાવી દીધો. તેનો ઉપકાર છે કે તેણે મને**

સામાન્ય હતી (અને આજે પણ કેટલાક દેશોમાં આનો રિવાજ છે) કે કોઈનો આભાર વ્યકત કરવા માટે, અથવા કોઈનું સ્વાગત કરવા માટે અથવા માત્ર સલામ કરવા માટે છાતી ઉપર હાથ રાખીને થોડુંક આગળની તરફ નમતા હતાં. આ જ નમન માટે અરબીમાં ‘‘સુજૂદ’’ અને અંગ્રેજીમાં (Bow) શબ્દોનો ઉપયોગ કરવામાં આવે છે. બાઇબલમાં આના ઘણાં દાખલા આપણને મળે છે કે પ્રાચીન સમયમાં આ રીત સભ્યતાના નિયમોમાં સામેલ હતી. એટલા માટે હઝરત ઈબ્રાહીમ અ.સ. વિષે એક જગ્યાએ લખ્યું છે કે તેમણે ત્રણ માણસોને તેમના તંબુ તરફ આવતા જોયાં તો તેઓ તેમના સ્વાગત માટે દોડયાં અને જમીન સુધી નમ્યાં. અરબી બાઇબલમાં આ જગ્યાએ જે શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે તે આ પ્રમાણે છે فلما نظر ركض لاستقبالهم من باب الخيمة وسجد الى الارض (ઉત્પત્તિ: ૩-૧૮). બીજું, જે જગ્યાએ આનો ઉલ્લેખ આવે છે કે બની હિત્તે હઝરત સારાહને દફન કરવા માટે કબરની જમીન મફતમાં આપી ત્યાં ઉર્દૂ બાઇબલના શબ્દો આ પ્રમાણે છે ‘‘અબ્રહામે ઊભા થઈને અને બની હિત્તની સમક્ષ, જે આ દેશના લોકો છે, નમ્રતાપૂર્વક સલામ કરીને તેમની સાથે આ પ્રમાણે વાતચીત કરી’’. અને જયારે એ લોકોએ કબર માટેની જમીન જ નહીં બલકે એક આખું ખેતર અને એક ગુફા ભેટમાં આપી દીધી ત્યારે ‘‘અબ્રહામ તે દેશના લોકોની સામે ઝુકયો’’ પરંતુ અરબી અનુવાદમાં આ બન્ને જગ્યાએ આદાબ અને ઝૂકવા માટે ‘‘સિજદો કરવો’’ શબ્દોનો જ ઉપયોગ થયો છે: فقام ابراهيم وسجد لشعب الارض لبني حت (ઉત્પત્તિ: ૩૩ -૭) فسجد ابراهيم امام شعب الارض (૩૩-૧૨) અંગ્રેજી બાઇબલમાં આ જગ્યાએ જે શબ્દો આવે છે તે આ પ્રમાણે છે:

Bowed himself toward the ground.
Bowed himself to the people of the land and Abraham bowed

આ વિષયના ઉદાહરણો મોટા પ્રમાણમાં બાઇબલમાં જોવા મળે છે અને તેમના ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે આ સિજદાનો અર્થ એ છે જ નહીં જે આજે ઇસ્લામી રૂઢિપ્રયોગમાં ‘‘સિજદહ’’ શબ્દ વડે માનવામાં આવે છે.

જે લોકોએ મામલાની આ હકીકતને જાણ્યા વિના તેના અર્થઘટનમાં ઉપલક રીતે આમ લખી દીધું છે કે અગાઉની શરીઅતોમાં ગૈરુલ્લાહને તાઝીમી સિજદો કરવાનું અથવા સિજદએ તહૈયા કરવાનું કાયદેસર હતું તેમણે માત્ર એક નિરાધાર વાત કહી છે. જો સિજદાનો અર્થ એ વસ્તુ હોય જેને ઈસ્લામી રૂઢિપ્રયોગમાં સિજદહ કહેવામાં આવે છે તો તે ખુદાની મોકલેલી કોઈ પણ શરીઅતમાં કયારેય કોઈ પણ ગૈરુલ્લાહ માટે કાયદેસર રહી નથી. બાઇબલમાં ઉલ્લેખ છે કે બેબીલોનના જેલવાસમાં જયારે અખસોયરસ રાજાએ હામાનને પોતાનો મુખ્યમંત્રી બનાવ્યો અને હુકમ કર્યો કે તમામ લોકો તેની સામે સન્માનપૂર્વક નમે ત્યારે મુર્દકીએ, જે બનીઇસ્રાઈલના હિમાયતીઓ હતાં, તેમણે આ હુકમને માનવાનો ઈનકાર કરી દીધો. (એસ્તર ૩:૧-૨). તલમૂદમાં આ ઘટનાની સમજૂતી આપતાં જે વિગતો આપવામાં આવી છે તે વાંચવા લાયક છે:

> ‘‘રાજાના નોકરોએ કહ્યું, છેવટે તું શા માટે હામાનને સિજદો કરવાની ના પાડે છે? અમે પણ માણસો છીએ પરંતુ શાહી હુકમનું પાલન કરીએ છીએ. તેણે જવાબ આપ્યો, તમે લોકો મૂર્ખ છો. શું એક નશ્વર માનવી, જે કાલે માટીમાં ભળી જવાનો છે, આને લાયક હોઈ શકે કે તેની મોટાઈ માનવામાં આવે? શું હું તેને સિજદો કરું જે એક સ્ત્રીના પેટમાંથી જન્મ્યો, કાલે બાળક હતો, આજે યુવાન છે, કાલે ઘરડો થશે અને પરમ દિવસે મરી જશે? ના, હું તો એ સદાકાળ અને શાશ્વત ખુદાની આગળ ઝૂકીશ જે હંમેશાં હયાત અને કાયમી છે........ તે જે સૃષ્ટિજગતનો

اَخۡرَجَنِیۡ مِنَ السِّجۡنِ وَ جَآءَ بِکُمۡ مِّنَ الۡبَدۡوِ مِنۡۢ بَعۡدِ
اَنۡ نَّزَغَ الشَّیۡطٰنُ بَیۡنِیۡ وَ بَیۡنَ اِخۡوَتِیۡ ؕ اِنَّ رَبِّیۡ لَطِیۡفٌ لِّمَا
یَشَآءُ ؕ اِنَّہٗ ہُوَ الۡعَلِیۡمُ الۡحَکِیۡمُ ﴿۱۰۰﴾ رَبِّ قَدۡ اٰتَیۡتَنِیۡ مِنَ الۡمُلۡکِ
وَ عَلَّمۡتَنِیۡ مِنۡ تَاۡوِیۡلِ الۡاَحَادِیۡثِ ۚ فَاطِرَ السَّمٰوٰتِ وَ الۡاَرۡضِ ۟
اَنۡتَ وَلِیّٖ فِی الدُّنۡیَا وَ الۡاٰخِرَۃِ ۚ تَوَفَّنِیۡ مُسۡلِمًا وَّ اَلۡحِقۡنِیۡ بِالصّٰلِحِیۡنَ ﴿۱۰۱﴾

**જેલમાંથી કાઢયો અને આપ લોકોને રણપ્રદેશમાંથી લાવી મારી સાથે મેળવ્યાં જો કે શેતાન મારી અને મારા ભાઈઓની વચ્ચે ઝઘડો પેદા કરી ચુકયો હતો. હકીકત આ છે કે મારો માલિક અનુભવી ન શકાય તેવાં ઉપાયો વડે તેનો ઈરાદો પૂરો કરે છે, નિઃશંક તે સર્વજ્ઞ અને ડહાપણવાળો છે. હે મારા માલિક, તેં મને રાજ્ય આપ્યું અને મને વાતોનું મૂળ અર્થઘટન કરવાનું શીખવાડ્યું. આકાશો અને ધરતીના સર્જક, તું જ દુનિયા અને આખિરતમાં મારો વાલી છે, મારો અંત ઈસ્લામ ઉપર લાવ અને છેવટે મને સાલેહીન (સદાચારીઓ) સાથે મેળવજે.''**[૭૧]

સર્જનહાર અને હાકેમ છે, હું તો બસ તેનો જ આદર કરીશ, અને બીજા કોઈનો નહીં''.

આ પ્રવચન કુર્આનના ઊતરાણથી લગભગ ૧૦૦૦ વર્ષ પહેલાં એક મોમિન ઈસ્રાઈલીના મુખેથી બોલાયેલું છે અને આમાં આ કલ્પનાનો એક અંશ પણ જોવા મળતો નથી કે ગૈરુલ્લાહને કોઈ પણ અર્થમાં ''સિજદો'' કરવો કાયદેસર છે.

(૭૧) આ થોડાંક કથનો જે આ પ્રસંગે હઝરત યૂસુફ અ.સ.ના મુખેથી નીકળ્યાં છે, આપણી સમક્ષ એક સાચા મોમિનના ચારિત્ર્યનું નવાઈજનક અને આકર્ષક ચિત્ર રજૂ કરે છે. જંગલવાસી પશુપાલકોના કબીલાનો એક માણસ કે જેને ખુદ તેના ભાઈઓએ ઈર્ષ્યાના કારણે મારી નાખવા ઈચ્છયું હતું, જીવનની ચડતી-પડતી જોતો જોતો છેવટે દુનિયાની ઊંચાઈના અંતિમ શિખર ઉપર પહોંચી ગયો છે. તેના દુષ્કાળપીડિત પરિવારજનો હવે તેની સામે મોહતાજ બનીને તેની સમક્ષ આવ્યાં છે અને એ ઈર્ષ્યાળુ ભાઈઓ પણ જે તેને મારી નાખવા માગતા હતાં, તેના શાહી સિંહાસનની સામે નજરો નીચી કરીને ઊભાં છે. આ તક દુનિયાના સામાન્ય નિયમ પ્રમાણે ગર્વ દર્શાવવાનો, બડાશો મારવાનો, દોષારોપણ કરવાનો, અને મ્હેંણાં અને કટાક્ષના તીર વરસાવવાની હતી. પરંતુ એક સત્યવાન ખુદાપરસ્ત માનવી આ પ્રસંગે બીજી જ નૈતિકતા જાહેર કરે છે. તે પોતાની આ ઉન્નતિ બદલ ગર્વ વ્યકત કરવાને બદલે એ ખુદાના અહેસાનનો એકરાર કરે છે જેણે તેને આ દરજ્જો એનાયત કર્યો. તે કુટુંબીજનોને એ જોરજુલમ બદલ કોઈ ઠપકો આપતો નથી જે ઉંમરની શરૂઆતના ગાળામાં તેમણે તેની ઉપર કર્યાં હતાં. ઊલટાનો તે આ વાત બદલ આભાર વ્યકત કરે છે કે ખુદાએ આટલા દિવસોની જુદાઈ પછી આ લોકોને તેની સાથે મિલાવી દીધાં. તે ઈર્ષ્યાળુ ભાઈઓની વિરૂદ્ધ ફરિયાદનો એક શબ્દ પણ ઉચ્ચારતો નથી, એટલે સુધી કે આ પણ

ذٰلِكَ مِنْ اَنْۢبَآءِ الْغَيْبِ نُوْحِيْهِ اِلَيْكَ ۚ وَمَا كُنْتَ لَدَيْهِمْ
اِذْ اَجْمَعُوْٓا اَمْرَهُمْ وَهُمْ يَمْكُرُوْنَ ﴿١٠٢﴾ وَمَآ اَكْثَرُ النَّاسِ وَ
لَوْ حَرَصْتَ بِمُؤْمِنِيْنَ ﴿١٠٣﴾ وَمَا تَسْـَٔلُهُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ ۭ اِنْ هُوَ

**હે મુહમ્મદ, આ કિસ્સો ગેબની ખબરોમાંથી છે કે જે અમે તમારી ઉપર વહી કરી રહ્યાં છીએ નહીં તો તમે એ વખતે હાજર ન હતાં જ્યારે યૂસુફના ભાઈઓએ અંદરોઅંદર મળીને કાવતરું કર્યું હતું. પરંતુ તમે ગમે તેટલું ઇચ્છો આમાંથી મોટાભાગના લોકો માનવાના નથી.[૭૨] જો કે તમે આ સેવા માટે તેમની પાસેથી કોઈ વળતર પણ માગતા નથી. આ તો**

નથી કહેતો કે તેમણે મારી સાથે બૂરાઈ કરી હતી. બલકે તેમનો ખુલાસો પોતે જ આવી રીતે રજૂ કરે છે કે શેતાને મારી અને તેમની વચ્ચે બૂરાઈ નાખી દીધી હતી. અને પછી આ બૂરાઈના પણ ખરાબ પાસાને છોડીને તેનું આ એક સારૂં પાસું રજૂ કરે છે કે ખુદા જે દરજ્જા ઉપર મને પહોંચાડવા માગતો હતો તેના માટે આ નાજુક ઉપાય તેણે યોજ્યો. એટલે કે ભાઈઓ પાસે શેતાને જે કંઈ કરાવ્યું તેમાં ખુદાની હિકમત પ્રમાણે મારા માટે ભલાઈ હતી. થોડાક શબ્દોમાં આ બધું કહી દીધા પછી તે સહજ રીતે પોતાના ખુદાની સામે ઝુકી જાય છે, તેનો આભાર માને છે કે તેં મને રાજ આપ્યું અને એ ખૂબીઓ આપી જેના કારણે હું જેલમાં સબડવાને બદલે આજે દુનિયાના સૌથી મોટા સામ્રાજય ઉપર રાજ કરી રહ્યો છું. અને અંતમાં ખુદા પાસે જે માગે છે તો આ છે કે દુનિયામાં જયાં સુધી જીવતો રહું તારી બંદગી અને ગુલામી ઉપર અડીખમ રહું, અને જયારે આ દુનિયામાંથી વિદાય થાઉં ત્યારે મને સદાચારી બંદાઓની સાથે મેળવી દેવામાં આવે. કેટલો ઉચ્ચ અને કેટલો પવિત્ર છે આ ચારિત્ર્યનો નમૂનો!

હઝરત યૂસુફ અ.સ.ના આ મૂલ્યવાન પ્રવચને પણ બાઈબલ અને તલમૂદમાં કોઈ સ્થાન મેળવ્યું નથી. નવાઈ લાગે છે કે આ પુસ્તકો કિસ્સાઓની બિનજરૂરી વિગતોથી તો ભરેલાં છે પરંતુ જે વસ્તુઓ જરા પણ નૈતિક મૂલ્ય ધરાવે છે અને જેનાથી નબીઓનું મૂળ શિક્ષણ તથા તેમનું સાચું મિશન તેમજ તેમના ચારિત્ર્યોના બોધદાયક પાસાં ઉપર પ્રકાશ પડે છે, તે તમામ આ પુસ્તકોમાં નથી.

અહીં આ કિસ્સો સમાપ્ત થઈ રહ્યો છે એટલા માટે વાચકોને ફરીથી આ હકીકત સામે ચેતવી દેવાનું જરૂરી છે કે યૂસુફ અ.સ.ના કિસ્સા વિષે કુર્આનની આ રિવાયત પોતાની જગ્યાએ એક મજબૂત રિવાયત છે, બાઈબલ અથવા તલમૂદની નકલ નથી. ત્રણેય પુસ્તકોનો તુલનાત્મક અભ્યાસ કરવાથી આ વાત સ્પષ્ટ થઈ જાય છે કે કિસ્સાના અનેક મહત્ત્વના ભાગોમાં કુર્આનની રિવાયત આ બન્ને કરતાં ભિન્ન છે. કેટલીક વસ્તુઓ કુર્આન તેમના કરતાં વધારે વર્ણવે છે, અમુક તેમનાથી ઓછી, અને અમુકમાં તેમનું ખંડન કરે છે. એટલા માટે કોઈની પાસે પણ આ કહેવાની ગુંજાશ નથી કે મુહમ્મદ સ.અ.વ.એ જે કિસ્સો સંભળાવ્યો તે બનીઇસ્રાઈલ પાસેથી સાંભળી લીધો હશે.

(૭૨) એટલે કે આ લોકોનો હઠાગ્રહ આશ્ચર્યકારક છે. તમારી નબૂવ્વતની અજમાયશ માટે ખૂબ જ સમજી વિચારીને અને સલાહ-મસલત કર્યા પછી તેમણે જે માગણી કરી હતી તેને તમે ભરસભામાં એ જ ઘડીએ પૂરી કરી દીધી, હવે કદાચ તમે આશા રાખતા હશો કે આના પછી તો તેમને એ સ્વીકારી લેવામાં કોઈ ખચકાટ રહેશે નહીં કે તમે આ કુર્આન જાતે લખતાં નથી બલકે ખરેખર તમારી ઉપર વહી આવે છે. પરંતુ વિશ્વાસ રાખો કે



إِلَّا ذِكْرٌ لِّلْعٰلَمِيْنَ ﴿١٠٤﴾ وَكَأَيِّنْ مِّنْ اٰيَةٍ فِي السَّمٰوٰتِ وَالْأَرْضِ
يَمُرُّوْنَ عَلَيْهَا وَهُمْ عَنْهَا مُعْرِضُوْنَ ﴿١٠٥﴾ وَمَا يُؤْمِنُ أَكْثَرُهُمْ

**એક શિખામણ છે જે તમામ દુનિયાના લોકો માટે સાર્વજનિક છે.[૭૩] (રુકૂઅ ૧૧)**

**ધરતી[૭૪] અને આકાશોમાં કેટલીયે નિશાનીઓ છે જ્યાંથી આ લોકો પસાર થતાં રહે છે અને થોડું ધ્યાન આપતાં નથી.[૭૫] આ માંથી મોટાભાગના લોકો અલ્લાહને માને છે પરંતુ આવી રીતે**

આ લોકો હજુ પણ માનશે નહીં અને તેમના ઈનકાર ઉપર અડગ રહેવા માટે બીજું કોઈ બહાનું શોધી કાઢશે કેમ કે તેમના નહીં માનવાનું મૂળ કારણ આ નથી કે તમારી સચ્ચાઈ અંગે સંતોષ મેળવવા માટે તેઓ ખુલ્લા મનથી કોઈ તાર્કિક દલીલ માગતા હતાં અને તે હજુ સુધી તેમને મળી નથી. પરંતુ આનું કારણ માત્ર આ જ છે કે તમારી વાત આ લોકો માનવા જ માગતા નથી, એટલા માટે હકીકતમાં તેઓ માનવા માટેની કોઈ દલીલ નહીં બલકે ન માનવા માટેનું કોઈ બહાનું શોધી રહ્યાં છે. આ આયતોનો હેતુ નબી સ.અ.વ.ની કોઈ ગેરસમજ દૂર કરવાનો નથી. જો કે દેખીતી રીતે તો સંબોધન આપને જ કરવામાં આવેલું છે, પરંતુ તેનો અસલ હેતુ ખૂબ જ નાજૂકાઈ અને સમજાવટભરી રીતે એ સાંભળનાર જૂથ કે જેની સામે આ પ્રવચન કરવામાં આવી રહ્યું હતું, તેને તેના હઠાગ્રહ સામે ચેતવવાનો છે. એ લોકોએ તેમની સભામાં આપની કસોટી કરવા માટે આપને બોલાવેલા હતાં અને એકાએક આ માગણી કરી હતી કે તમે નબી છો તો બતાવો કે બનીઇસ્રાઈલના મિસ્ર જવાનો કિસ્સો શું છે. આના જવાબમાં તેમને ત્યાં જ અને તે જ વખતે સંપૂર્ણ કિસ્સો સંભળાવી દેવામાં આવ્યો અને અંતમાં એક નાનકડું વાકય કહીને તેમની સામે અરીસો પણ ધરી દેવામાં આવ્યો કે હે હઠીલાઓ, આમાં તમારો ચહેરો જોઈ લો, તમે કયા મોઢે કસોટી કરવા બેઠા હતાં? સમજદાર માણસ જયારે કસોટી કરે છે ત્યારે એટલા માટે કરે છે કે જો સત્ય સાબિત થઈ જાય તો તેને માની લે પરંતુ તમે એ લોકો છો જે પોતાની માગેલી સાબિતી મળી ગયા પછી પણ માનતાં નથી.

(૭૩) ઉપરની ચેતવણી પછી આ બીજી નાજુક ચેતવણી છે જેમાં ઠપકાનું પાસું ઓછું તથા સમજાવટનું પાસું વધારે છે. આ સંબોધન પણ દેખીતી રીતે નબી સ.અ.વ.ને કરવામાં આવી રહ્યું છે, પરંતુ અસલ સંબોધકો કાફિરોનો સમૂહ છે, અને તેમને આ સમજાવવાનો આશય છે કે હે અલ્લાહના બંદાઓ, વિચાર કરો, તમારો આ હઠાગ્રહ કેટલો અસ્થાને છે. જો પયગમ્બરે તેના અંગત હિત માટે સંદેશ અને પ્રસારનું આ કામ શરૂ કર્યું હોત, અથવા તેણે પોતાની જાત માટે કંઈ પણ ઈચ્છ્યું હોત તો ચોક્કસ તમારા માટે આ કહેવાની તક હોત કે અમે આ સ્વાર્થી માણસની વાત શા માટે માનીએ. પરંતુ તમે જોઈ રહ્યાં છો કે આ માણસ નિઃસ્વાર્થ છે, તમારી અને સમગ્ર દુનિયાની ભલાઈ માટે શિખામણ આપી રહ્યો છે અને તેમાં તેનું પોતાનું કોઈ હિત છૂપાયેલું નથી. તો પછી તેનો સામનો આવા હઠાગ્રહ સાથે કરવાનું કેટલે અંશે બુદ્ધિગમ્ય છે? જે માણસ સૌના ભલા માટે કોઈ વાત નિસ્વાર્થપણે રજૂ કરે તેની સાથે કોઈને શા માટે બિનજરૂરી જીદ હોય ? ખુલ્લા મનથી આની વાત સાંભળો, દિલને સ્પર્શે તો માનો અને ન સ્પર્શે તો ન માનો.

(૭૪) ઉપર ૧૧ રુકૂઓમાં હઝરત યૂસુફ અ.સ.નો કિસ્સો પૂર્ણ થઈ ગયો. જો અલ્લાહની વહીનો હેતુ માત્ર કથાવાર્તા કરવાનો જ હોત તો આ જ જગ્યાએ પ્રવચન પૂરું થઈ જવું જોઈતું હતું. પરંતુ અહીં તો કિસ્સો એક ખાસ હેતુ માટે વર્ણવવામાં આવી રહ્યો છે અને આ હેતુના પ્રસાર માટે જે કોઈ તક મળે તેનો લાભ લેવામાં સંકોચ રાખવામાં આવતો નથી. હવે કેમ કે લોકોએ ખુદ નબીને બોલાવ્યા હતાં અને કિસ્સો સાંભળવા માટે કાન માંડેલા

بِاللّٰهِ اِلَّا وَهُمْ مُّشْرِكُوْنَ ﴿١٠٦﴾ اَفَاَمِنُوْٓا اَنْ تَاْتِيَهُمْ غَاشِيَةٌ مِّنْ
عَذَابِ اللّٰهِ اَوْ تَاْتِيَهُمُ السَّاعَةُ بَغْتَةً وَّهُمْ لَا يَشْعُرُوْنَ ﴿١٠٧﴾ قُلْ

**કે તેની સાથે બીજાંને ભાગીદાર ઠરાવે છે.[૭૬] શું તેઓ નિશ્ચિંત છે કે અલ્લાહની આફતની કોઈ મુસીબત તેમને ઝડપી નહીં લે અથવા ગફલતની હાલતમાં કયામતની ઘડી ઓચિંતાની તેમની ઉપર આવી નહીં પડે?''[૭૭] તમે આમને સ્પષ્ટપણે કહી દો કે**

હતાં, તેથી તેમના મતલબની વાત પૂરી કરીને તરત જ થોડાક વાકયો પોતાના હેતુ માટે પણ કહી દેવામાં આવ્યાં અને ખૂબ જ સંક્ષિપ્તમાં આ થોડાક વાકયોમાં જ શિખામણ અને સંદેશના સમગ્ર વિષયને આવરી લેવામાં આવ્યો.

(૭૫) આનો હેતુ લોકોને તેમની ગફલત સામે સાવચેત કરવાનો છે. ધરતી અને આકાશની દરેક વસ્તુ પોતપોતાની જગ્યાએ ફકત એક વસ્તુ જ નથી બલકે એક નિશાની પણ છે જે હકીકતની તરફ ઈશારો કરી રહી છે. જે લોકો આ વસ્તુઓને માત્ર એક વસ્તુની હેસિયતથી જ જુએ છે તેઓ મનુષ્યની જેમ નહીં બલકે પશુની જેમ જુએ છે. વૃક્ષને વૃક્ષ, પર્વતને પર્વત અને પાણીને પાણી તો પશુ પણ જુએ છે, અને પોતપોતાની જરૂરિયાત પ્રમાણે દરેક પશુ આ વસ્તુઓનો ઉપયોગ કરવાનું પણ જાણે છે. પરંતુ જે હેતુ માટે માનવીને જ્ઞાનેન્દ્રિયોની સાથે વિચાર કરનાર મગજ પણ આપવામાં આવ્યું છે, તે ફકત એટલા માટે જ નથી કે માણસ આ વસ્તુઓને જુએ અને તેનો ઉપયોગ કરે, બલકે મૂળ આશય આ છે કે માણસ હકીકતની ખોજ કરે અને આ નિશાનીઓ વડે તેની જાણ મેળવે. આ જ મામલામાં મોટાભાગના લોકો બેદરકારી દાખવી રહ્યાં છે અને આ જ ગફલત છે જેણે તેમને ગુમરાહીમાં નાખી દીધેલાં છે. જો દિલો ઉપર આ તાળાં મારેલાં ન હોત તો નબીઓની વાતને સમજવાનું અને તેમના માર્ગદર્શનમાંથી ફાયદો મેળવવાનું લોકો માટે આટલું મુશ્કેલ બન્યું ન હોત.

(૭૬) આ સ્વાભાવિક પરિણામ છે એ ગફલતનું જેની તરફ ઉપરના કથનમાં ઈશારો કરવામાં આવ્યો છે. જયારે લોકોએ માર્ગદર્શક ચિહ્નો તરફથી આંખો મીંચી લીધી ત્યારે તેઓ સીધા માર્ગથી ચલિત થઈ ગયાં અને આસપાસના ઝાડી ઝાંખરામાં અટવાઈને રહી ગયાં. આમ છતાં થોડા માણસો આવાં છે જે લક્ષિત સ્થળને સાવ ખોઈ બેઠાં હોય અને જેમને આ વાતનો સદંતર ઈનકાર હોય કે ખુદા તેમનો સર્જનહાર અને પાલનહાર છે. મોટાભાગના માણસો જે ગુમરાહીમાં પડેલાં છે, તે ખુદાના ઈનકારની ગુમરાહી નથી બલકે શિર્ક (ખુદાની સાથે બીજાંને સામેલ કરવા)ની ગુમરાહી છે. એટલે કે તેઓ આ નથી કહેતાં કે ખુદા નથી બલકે આ ગેરસમજ ધરાવે છે કે ખુદાની હસ્તી અને તેના ગુણો, તેની સત્તાઓ અને હક્કોમાં બીજા લોકો પણ કોઈને કોઈ રીતે ભાગીદાર છે. આ ગેરસમજ કદાપિ પેદા થઈ ન હોત જો ધરતી અને આકાશની નિશાનીઓને પદાર્થપાઠ મેળવવાની નજરે જોવામાં આવી હોત જે દરેક જગ્યાએ અને દરેક ક્ષણે ખુદાઈના એક હોવાની-તૌહીદની ગવાહી આપી રહી છે.

(૭૭) આનો હેતુ લોકોને ચોંકાવવાનો છે કે જીવનની મહેતલને લાંબી સમજીને અને હાલમાં પ્રાપ્ત શાંતિને કાયમી માનીને અંજામની ચિંતાને કોઈ ભાવિ સમય ઉપર મુલતવી ન રાખો. કોઈ પણ માણસની પાસે આ વાતની કોઈ ખાતરી નથી કે તેના જીવનની મહેતલ અમુક ચોક્કસ સમય સુધી બાકી રહેશે. કોઈ જાણતું નથી કે કયારે એકાએક તેની ધરપકડ થઈ જાય છે અને કયાંથી કઈ હાલતમાં તેને પકડી લેવામાં આવે છે. તમારો રાત-દિવસનો અનુભવ છે કે ભવિષ્યનો પડદો એક ક્ષણ પહેલાં પણ ખબર આપતો નથી કે તેની અંદર તમારા માટે શું છૂપાયેલું છે. તેથી જો કંઈ વિચાર કરવો હોય તો અત્યારે કરી લો. જીવનના જે માર્ગ ઉપર તમે ચાલી રહ્યાં છો

هٰذِهٖ سَبِيْلِيْٓ اَدْعُوْٓا اِلَى اللّٰهِ ۣ عَلٰي بَصِيْرَةٍ اَنَا وَمَنِ اتَّبَعَنِيْ ۭ
وَسُبْحٰنَ اللّٰهِ وَمَآ اَنَا مِنَ الْمُشْرِكِيْنَ ۝١٠٨ وَمَآ اَرْسَلْنَا مِنْ
قَبْلِكَ اِلَّا رِجَالًا نُّوْحِيْٓ اِلَيْهِمْ مِّنْ اَهْلِ الْقُرٰى ۭ اَفَلَمْ يَسِيْرُوْا
فِي الْاَرْضِ فَيَنْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۭ
وَلَدَارُ الْاٰخِرَةِ خَيْرٌ لِّلَّذِيْنَ اتَّقَوْا ۭ اَفَلَا تَعْقِلُوْنَ ۝١٠٩

---

**“મારો માર્ગ તો આ છે, હું અલ્લાહની તરફ બોલાવું છું, હું પોતે પણ પૂર્ણ પ્રકાશમાં મારો માર્ગ જોઈ રહ્યો છું અને મારા સાથીદારો પણ, અને અલ્લાહ પાક છે[૭૮] અને શિર્ક કરનારાઓની સાથે મારો કોઈ સંબંધ નથી.”**

**હે મુહમ્મદ, તમારી પહેલાં અમે જે પયગમ્બર મોકલ્યા હતાં તે બધાં પણ મનુષ્ય જ હતાં, અને આ જ વસ્તીઓના રહેવાસીઓમાંથી હતાં, અને તેમની જ તરફ અમે વહી મોકલતા રહ્યાં છીએ. પછી શું આ લોકો જમીનમાં હર્યાફર્યા નથી કે એ કોમોનો અંજામ આમને દેખાયો નહીં જે તેમની પહેલાં થઈ ગઈ છે ? નિઃશંક આખિરતનું ઘર એ લોકો માટે હજી વધારે સારું છે જેમણે (પયગમ્બરોની વાત માનીને) સંયમનો માર્ગ અપનાવ્યો. શું હવે પણ તમે લોકો સમજશો નહીં ?[૭૯]**

---

તેમાં આગળ વધતાં પહેલાં થોડુંક થોભીને વિચારી લો કે શું આ માર્ગ બરાબર છે? તેના સાચા હોવા માટે કોઈ સાચી દલીલ રહેલી છે? આના સાચા હોવા અંગેની કોઈ દલીલ સૃષ્ટિના ચિહ્નોમાંથી મળી રહી છે? આની ઉપર ચાલવાના જે પરિણામો માનવજાતિએ પહેલાં જોયેલાં છે, અને જે પરિણામો હવે તમારી સભ્યતામાં દેખાઈ રહ્યાં છે, તે આ જ વાતને સમર્થન આપે છે કે તમે સાચા રસ્તે જઈ રહ્યાં છો?

(૭૮) એટલે કે એ વાતોથી મુક્ત જે તેના નામે કહેવામાં આવી રહી છે, એ ખામીઓ અને ઉણપોથી મુકત જે દરેક શિર્કયુકત માન્યતાના આધારે અનિવાર્યપણે તેની સાથે જોડવામાં આવે છે. એ કલંકો, ભૂલો તથા બૂરાઈઓથી મુકત જેમનું તેની સાથે જોડવું શિર્કનું તાર્કિક પરિણામ છે.

(૭૯) અહીં એક મોટા વિષયને ૨-૩ વાકયોમાં આવરી લેવામાં આવ્યો છે. આને જો કોઈ ખુલાસાવાર લેખમાં વર્ણવવામાં આવે તો આવી રીતે કરી શકાયઃ “આ લોકો તમારી વાતની તરફ એટલા માટે ધ્યાન આપતાં નથી કે જે માણસ ગઈકાલે તેમના શહેરમાં જન્મ્યો અને તેમની જ વચ્ચે બાળપણથી યુવાન અને યુવાનથી ઘરડો થયો તેના વિષે આ લોકો કેવી રીતે માની લે કે અચાનક એક દિવસે ખુદાએ તેને પોતાનો એલચી નિયુક્ત કરી દીધો. પરંતુ આ કોઈ નવાઈની વાત નથી જે આજે દુનિયામાં પહેલી વખત તેમની સામે આવી હોય. આની પહેલાં પણ ખુદાએ તેના નબી મોકલેલાં છે અને તે બધાં પણ મનુષ્યો જ હતાં. બીજું, આવું તો કયારેય થયું નથી કે અચાનક એક અજાણ્યો માણસ કોઈ શહેરમાં પ્રગટ થઈ ગયો હોય અને તેણે કહ્યું હોય કે હું પયગમ્બર

حَتّٰۤى اِذَا اسْتَيْـَٔسَ الرُّسُلُ وَ ظَنُّوْۤا اَنَّهُمْ قَدْ كُذِبُوْا جَآءَهُمْ
نَصْرُنَا فَنُجِّيَ مَنْ نَّشَآءُ ؕ وَ لَا يُرَدُّ بَاْسُنَا عَنِ الْقَوْمِ الْمُجْرِمِيْنَ ﴿۱۱۰﴾
لَقَدْ كَانَ فِيْ قَصَصِهِمْ عِبْرَةٌ لِّاُولِي الْاَلْبَابِ ؕ مَا كَانَ حَدِيْثًا
يُّفْتَرٰى وَ لٰكِنْ تَصْدِيْقَ الَّذِيْ بَيْنَ يَدَيْهِ وَ تَفْصِيْلَ كُلِّ

شَيْءٍ وَّ هُدًى وَّ رَحْمَةً لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿۱۱۱﴾

**(અગાઉના પયગમ્બરો સાથે પણ આમ જ થતું રહ્યું છે કે તેઓ મુદ્દતો સુધી શિખામણ આપતા રહ્યાં અને લોકોએ માની નહીં.) એટલે સુધી કે જ્યારે પયગમ્બરો લોકોથી નિરાશ થઈ ગયાં અને લોકોએ પણ સમજી લીધું કે તેમની સાથે જૂઠ બોલવામાં આવ્યું હતું, ત્યારે અચાનક અમારી મદદ પયગમ્બરોને પહોંચી ગઈ. પછી જ્યારે આવો સમય આવી જાય છે ત્યારે અમારો આ નિયમ છે કે જેને અમે ઈચ્છીએ બચાવી લઈએ છીએ અને ગુનેગારો ઉપરથી તો અમારી આફત ટાળી જ શકાતી નથી.**

**પુરોગામીઓના આ કિસ્સાઓમાં બુદ્ધિશાળી લોકો માટે પદાર્થપાઠ છે. આ જે કંઈ કુર્આનમાં વર્ણવવામાં આવી રહ્યું છે આ ઉપજાવી કાઢેલી વાતો નથી બલકે જે ગ્રંથો આની પહેલાં આવેલાં છે તેમનું જ સમર્થન છે અને દરેક વસ્તુની વિગતો[૮૦] અને ઈમાન લાવનારાઓ માટે માર્ગદર્શન અને કૃપા. (રુકૂઅ ૧૨)**

બનાવીને મોકલવામાં આવેલો છું. પરંતુ જે લોકો પણ લોકોની સુધારણા માટે ઊઠાવવામાં આવ્યાં તે તમામ તેમની પોતાની જ વસ્તીઓના રહેવાસી હતાં. મસીહ અ.સ., મૂસા અ.સ., ઈબ્રાહીમ અ.સ., નૂહ અ.સ., છેવટે કોણ હતાં? હવે તમે જ જોઈ લો કે જે કોમોએ લોકોની સુધારણાના સંદેશનો સ્વીકાર ન કર્યો અને તેમની પાયાવિહોણી કલ્પનાઓ તથા નિરંકુશ ઈચ્છાઓની પાછળ ચાલતી રહી તેમનું પરિણામ શું આવ્યું. તમે પોતે તમારા વેપારી પ્રવાસોમાં આદ, સમૂદ, મદ્યન અને લૂતની કોમ વગેરેના નાશ પામેલાં પ્રદેશોમાંથી પસાર થતા રહ્યાં છો. શું ત્યાં તમને કોઈ પદાર્થપાઠ શીખવા ન મળ્યો? આ પરિણામ જે તેમણે દુનિયામાં જોયું તે આ જ તો જણાવી રહ્યું છે કે આખિરતમાં તેઓ આના કરતાં પણ વધારે ખરાબ પરિણામ જોશે. અને આ કે જે લોકોએ દુનિયામાં પોતાની સુધારણા કરી લીધી તેઓ ફક્ત દુનિયામાં જ સારા ન રહ્યાં બલકે આખિરતમાં તેમનું પરિણામ આના કરતાં પણ સારું હશે''.

(૮૦) એટલે કે એ દરેક વસ્તુની વિગતો જે માનવીના માર્ગદર્શન માટે જરૂરી છે. કેટલાક લોકો ''દરેક વસ્તુની વિગતો'' નો અર્થ બિનજરૂરી રીતે આખા જગતની વસ્તુઓની વિગતો કરે છે અને પછી તેમને આ પરેશાની થાય છે કે કુર્આનમાં જંગલો, તબીબીવિદ્યા, ગણિતવિજ્ઞાન અને બીજી વિદ્યાઓ અને કળાઓ વિષે કોઈ વિગત મળતી નથી.